# સ્પેન્ટ આર્મઇતિ

યાને

# અસફનદારમદ અમશાસ્પંદ.

લખનાર

બાહાદુરજી મેહેરવાનજી બાહાદુરજી બી. એ.,

સર જમશેદજી જીજીભાઈ ઝંદ પેહેલવી મદરેસાના વીદ્યાર્થી.

# સ્પેન્ટ આર્મઇતિ

યાને

## અસફ્નદારમદ અમશાસ્પંદ.




લખનાર

બાહાદુરજી મેહેરવાનજી બાહાદુરજી બી. એ.,

સર જમશેદજી જીજીભાઇ જંદ પેહેલવી મદરેસાના વીદ્યાર્થી.





મુંબઈ. ૧૨૬૫ યજદેજરદી.

૧૮૯૬ ઇસવી.

કીંમત ૧ રૂપીઓ.

ધી હોપફુલ પ્રીંટીંગ પ્રેસ.

આ રસાલો માજદયસ્ન દીનને અર્પણ કીધો છે.

# દીબાચો.

આ રસાલો " સ્પેન્ટ આર્મઇતિ " નાં મથાલાં હેઠલ સર જમશેદજી જીજીભાઇ જંદ પેહેલવી મદરેસાના વીદ્યાર્થિઓને માટે તારીખ ૩૧ મી જાનેવારી ૧૮૯૫ એ ખુલ્લો મુકવામાં આવ્યો હતો.

અલબતાં કોઇ પણ રસાલો લખવાની ખુબી તેની સારી ગોઠવણ ઉપર છે, અને એજ નીયમ પ્રમાણે મેં પણ આ રસાલો ઘડી કાઢયો છે.

સ્પેન્ટ આર્મઇતિના જુદા જુદા અર્થ થવાને લીધે આ રસાલાને દરેક અર્થને લગતા જુદા જુદા ભાગોમાં વેંહચી નાખવામાં આવ્યો છે; અને એ દરેક ભાગને લગતી બાબદોને ચુંટી કાઢી તેઓને જુદા જુદા પ્રકરણોમાં ગોઠવી કાઢી છે.

આ રસાલો વાંચનારાઓનું એ બાબદ ઉપર ધ્યાન ખેંચવા માગું છું કે " સ્પેન્ટ આર્મઇતિ " એ નાના શબ્દના ઢાંકણ હેઠલ શું ગંજાવર અર્થ સમાએલો છે તે મેં પુર મેહનત લઇને ભાગ ૧ લો બાબ ૩ જો, એમાં લખી જણાવ્યો છે; એટલે કે એ બોલને ઈશ્વર સંબંધી તથા ધર્મ, રાજ કારભાર, નીતિ, સંસાર અને સામાન્ય સંબંધમાં (in Divine, religious, political, moral, social and general relations) સમજાવવાની કોશેશ કીધી છે.

આ રસાલામાં જે વીચારો મેં જણાવ્યા છે તેના ટેકામાં જુદી જુદી કેતાબોમાંથી ફકરાઓ ટાંકી બતાવ્યા છે, અને જે ફકરાઓ નાના છે તે ગુજરાતી હરફે વાંચન તથા

તરજુમા સાથ લખી જણાવ્યા છે, અને જે ફકરા મોટા છે, તે વાંચનારની ખાત્રીને માટે તેઓ શામાંથી લીધા છે તે કેતાબનું નામ તથા ફકરાના આંકડા લખી જણાવ્યા છે; અને એ આંકડાઓની સમજણ નીચે પ્રમાણે છે:—

વંદીદાદની ફરગરદો તથા ઇજસ્નેના હા તથા વીસ્પરદના કરદા વેસ્ટરગારડની ગાઠવણ પ્રમાણે ટાંકવામાં આવ્યા છે.

દાખલા તરીકે:— વંદીદાદ ૧૮—૯૦ એટલે ૧૮ મી ફરગરદ ૯૦ મો ફકરો. ઇજસ્ને ૮—૪ એટલે ૮ મો હા ૪ થો ફકરો. વીસ્પરદ ૨—૪ એટલે ૨ જો કરદો ૪ થો ફકરો. યશ્તોની સામે જે આંકડા મુકયા છે તે કરદો બતાવે છે. જેમકે ફરવરદીન યશ્ત ૧૧ એટલે ૧૧ મો કરદો, તેજ યશ્ત.

બુનદેહેશ, શાયસ્ત-લા-શાયસ્ત, અને દાદેસ્તાને દીનીકના ફકરા જે પ્રમાણે વેસ્ટે કીધા છે તેમ લેવામાં આવ્યા છે. દાખલા તરીકે:—

બુનદેહેશ ૯—૨ એટલે ૯ મું પ્રકરણ ૨જો ફકરો.
શાયસ્ત-લા-શાયસ્ત ૯-૪ એટલે ૯ મું પ્રકરણ ૪ થો ફકરો.
દાદેસ્તાને દીનીક ૪૨-૨ એટલે ૪૨ મું પ્રકરણ ૨ જો ફકરો.

ગંજે શાએગાન, અનદર્ઝે આતરેપાત, અને દીનકર્દના ફકરાના તર્જુમા જે પ્રમાણે શમ્સ—ઉલ—ઓલમા પેશોતન દસ્તુર બેહેરામજી સંજાણાની છપાવેલી પેહેલવી કેતાબોમાં કીધા છે તેમજ ટાંકવામાં આવ્યા છે.

આ રસાલો છપાવી પ્રગટ કરવા માટે સર જમશેદજી "ટ્રાન્સલેશન ફંડ"ની કમિટીના તથા બીજા સખી ગ્રહસ્થોએ જે આસરો આપ્યો છે તેટલા માટે તેઓનો હું ઉપકાર માનું છું.

મુંબઇ. બા૦ મે૦ બાહાદુરજી.

# સાંકળિઊં.

## ભાગ ૧ લો.

**બાબ ૧) લો:**—'સ્પેંન્ટ આર્મઇતિ' નો અર્થ કયા અમશાસ્પંદનું નામ છે—શું ખાસીયત બતાવે છે–સ્પેંન્ટ આર્મઇતિની મુખ્ય પેદાએશો–સ્પીગલ અને વેસ્તનું વીવેચન એથી ઉલટો શબ્દ અને તેના અર્થો–ઉપલા અર્થો ઉપરથી રસાલાની વેંહેંચણી કેમ થાય છે ... (સફા ૧–૩).

**બાબ ૨) જો:**—નાફરમાની માણસોમાં સઉથી બુરી ખાસ્યત છે—તેનું કારણ—તાબેદારી દરેકની ફરજ છે તેની સમજણ–તાબેદારી આપણામાં હોવાથી આપણને શું ફાયદા થાય છે. (૧) બુરા વીચારો દુર થાય છે; (૨) આપણે પવીત્ર થઇએ છૈએ; (૩) હોરમજદની નજદીક પોહોંચીએ છૈએ; (૪) પવીત્ર કામો કરીએ છૈએ; (૫) ડાહપણવાલા થઇએ છૈએ; (૬) બુરાઓનું જોર તોડીએ છૈએ; (૭) દારેમનને હઠાવીએ છૈએ; (૮) આવતી જેહાનનું ડાહાપણ મેલવીએ છૈએ–નાફરમાનીના ગેરફાએદા–બેહેસ્તનું ખોવું–આદમ જાતનો પેહેલો અઝીમ ગુનાહ–એનું બુરૂં પરીણામ–જમશેદે રાજ પાટ કેમ ખોયું–કેરેસાનીની પડતી– નાફરમાનીથી આવતી દુન્યામાં થતા બુરા હાલ–માણસોને શાથી સાવચેત રેહેવાનું છે–ગુસ્સો અને મગરૂરી કાઢી નાખવા માટે ચોકસ મંત્રો ......... (સફા ૪–૧૪).

**બાબ ૩) જો:**—માણસોએ તાબેદારી કોણ તરફ બતાવવી જોઇએ–(૧). પેહેલે હોરમજદ તરફ–તેની બંદગી કરવી–તેમ કરવાના ફાયદા–તેના કાએદા નહીં તોડવા–તેને કેમ ખુશી કરવો–તેમ કરવાના ફાયદા–તેની પેદાએશોની વખાણ કરવી—તેનીજ ઉપર હમેશાં આશા રાખવી—તેની તરફ નાફરમાન થનાર ઉપર જરથુસ્તનો ધિક્કાર. (૨) એથી ઉતરતી ફરજ પેગમબર તરફની છે—તેના ફતવાઓ સાચા સમજવા—તેમ ન કીધાથી માણસની લુલી તથા મતલબ વગરની હૈયાતી—પેગમબર આ દુન્યાનો વડો છે—તેની નસીહત પ્રમાણે ચાલવાના બેહદ ફાયદા. (૩) એથી ઉતરતી ફરજ દીન તરફની છે— દીનનો અભ્યાસ બીજા સઘલા અભ્યાસો

કરતાં ઉતમ છે—તેનું કારણ—એ અભ્યાસ ઓછામાં ઓછાં કેટલાં વરષનો છે—દીનના કલામો પાકીજગીથી ભણવા જોઈએ—અવસ્તા ભાષામાં ભણવા જોઈએ તેનાં કારણો તથા ફાએદાંઓ—ભણ્યા મુજબ ચાલવું જોઈએ—જો ભણ્યા મુજબ કોઈ નહીં ચાલે તો તેની હાલત જાદુગરના જેવી છે—ધર્મને લગતી તકરારોથી વસવસો હોય તે કાઢી નાખવો—ધરમ ઉપરથી કદી વીશ્વાસ નહીં ઉઠાડવો—તેનું કારણ—જે કોઇ દીન તરફ નાફરમાન થાય તેની શું બુરી હાલત થાય છે—કોઈ માજદીયસ્નનો ધરમ ઉપર નબળો એકીન હોય તો તે મકમ કરવો—તેમ કરવાથી મલતો બદલો—દીનને લગતાં ભાષણો આપતા રેહેવું—તેમ કીધાથી હોરમજદ ખુશી થાય છે—માજદીયસ્ન દીનની બુલંદી—ઉપલી ત્રણ જાતની ફરજો આવતી દુન્યાને લગતી છે—આ દુનીયાને લગતી ફરજો શું છે—(૪) માબાપ તરફ ફરમાનબરદારી—તેઓના હુકમ મુજબ ચાલવું—તેઓને દુખ ન દેવું—તેઓના ગુજરવા બાદ તેઓની યાદ કાયમ રાખવી—(૫) ઉસ્તાદ તરફની ફરજો—ધ્યાનથી તેઓ જે શીખવે તે શીખવું—તેઓના હોકમ મુજબ ચાલવું—દુરની ફરજો કોણ તરફની છે—(૬) રાજકર્તા તરફ—રાજદ્રોહ નહીં કરવો—તેઓના કાએદાઓને માન આપવું—તેઓ માટે બદ દુવા નહીં ઇચ્છવી—સામાન્ય ફરજો. (૭) હમજનત તથા પરજાતને દુખ ન દેવું—જો તેમ ન કરે તો શું બુરા હાલ થાય છે—તેઓની આફતો ટાળવી—તેઓને જુદી જુદી રીતે મદદ કરતા રેહેવું—ઓરતોની શું ફરજ છે. સ્પેન્ટ આર્મઇતિનો અર્થ ઉપલી સઘલી ફરજો છે...(સફા ૧૪—૩૫).

---

# ભાગ ૨ જો.

**બાબ ૧)** લો:—બીજો ભાગ ધર્તીને લગતી બાબદ ઉપર છે—ધરતી કેમ પેદા થઈ—હોરમજદના બોલવાથી—એ વીશે બાઇબલ સાથ સરખામણી—પેદાયશોમાં ધરતી પેહેલે હોવી જોઇએ—તેનું કારણ—સઘલી પેદાએશોને માટે કેટલા દીવસો લાગા—પેદાએશોનો અનુક્રમ બુનદેહેશ પ્રમાણે—બાઇબલ પ્રમાણે—દરીઆ. પાહાડો, ઝાડો, જાનવરો, માણસો—કેમ પેદા થયાં—ધરતીનો છેડો શું આવશે—તે કદીબી ફના નહીં થઈ શકે—પણ રસ્તાખીઝના દીવસ પછી સંપૂર્ણ તથા અમર્ગ થઈ જશે—એ વીશેની સાબેતી..........................(સફા ૩૬—૪૧).

**બાબ ૨) જો.**— દરેક આદમીનો બાપ હોરમજદ છે તથા માતા સ્પેન્ટ આરમેઈતિ છે—તેની સમજણ - તેથી એ માતા તરફની આપણી ફરજો—તેની ખેતી કરવી—તેમ કરવાને હોરમજદે જમશેદને ફરમાવ્યું હતું—જમીન ખેડવાના ફાએદા - તેમ ન કરવાથી ઉપજતા ગેર ફાયદા—જમીન ખેડનારનાં અવસ્તામાં વખાણો—તેઓ ઉપર મેહેર ઈજદની મેહેરબાની...................................(સફા ૪૨-૪૬).

**બાબ ૩) જો:** - વરસના ૬) હીંગામોનાં નામ— જમીનના પાકને માટે કયા હીંગામો અનુસરેલા છે— આખી ધરતીના ૭) કેસ્વરો-- તેઓનાં નામ—'ખનારથ' સઉથી વખાણાએલો છે—અરદવીસુર સઘળા ખંડને પાણી પુરૂં પાડે છે...................................(સફા ૪૭-૪૮).

**બાબ ૪) થો:**—રીમન થએલી જમીનને કેમ પાક કરવી; જેમ કે (૧) કોઈ ખેતરમાં નસો પડે ત્યારે—(૨) કોઈ જમીનપર મુરદું પડેલું હોય ત્યારે—(૩) કોઈ જતાએલી જમીનનો ભાગ રીમન થાય ત્યારે-(૪) કોઈ જમીનમાં મુરદાં દટાયલાં હોય ત્યારે......(સફા ૪૯—૫૦).

**બાબ ૫) મો:**—જમીનને કઈ દેખાતી ચીજો આબાદ કરે છે—(૧) વરસાદ—દરીઆ, નદીઓ—તેઓની અવસ્તામાં થએલી વખાણો—(૨) સૂર્ય—તે માણસોને તથા ઝાડપાનને કેમ જીવાડે છે તેની સમજણ—જો સૂર્ય ઉગે તો શું થાય છે અને નહીં ઉગે તો શું થાય—(૩) ચંદ્રમાં દવ ઉત્પન કરે છે તેથી લીલોત્રી તથા રોપાઓ ઉગી નીકલે છે—ચંદ્રમાં પોતે લીલોત્રીવાલો તથા ગરમીવાલો છે—(૪) પાણીના તોખમ રાખનારા સેતારાઓ—જેમ કે 'તીસ્તર' અને 'સતવએસ'.........(સફા ૫૧-૫૫).

**બાબ ૬) થો:**—ધરતીને કઈ મીનોઈ શકતીઓ ટેકાવી રાખે છે તથા આબાદ કરે છે (૧) દાદાર હોરમજદ-(૨) ફરોહરો-તેઓની અગત્યતા (૩) અમશાસ્પંદો—(૪) સરોશ-(૫) બેહેરામ (૬) આસ્તાદ (૭) હોમ—(૮) ગેતીના ઈજદો.........................(સફા ૫૫-૫૮).

---

# ભાગ ૩ જો.

**બાબ ૧) લો:**—ત્રીજો ભાગ અસફનદારમદ અમશાસ્પંદ ઉપર છે—અસફનદારમદના સાથીઓ કોણ હોવા જોઈએ—દીન ઈજદ—તેની સાબેતી—દીન ઇજદના સાથી મારસ્પંદ—તેની સાબેતી—અસફનદારમદ અને

આવાં જોડાએલાં છે અશીશવંઘ તે દીન, મારેસ્પંદ, અસફનદારમદ તથા આંવાની પછવાડે આવનાર છે—તેથી તેઓ સઘલા હમકારો છે—-આર્મઇતિના સાંભે 'તરોમઇતિ' છે—અશીશની સાંભે 'વરેની' છે—અને દાનની સાંભે 'ખુદદુશગીહ' છે–એ ત્રણ ખુરી શકતીઓની સમજણ પેહેલવી કેતાબમાં કેમ આપી છે ..............(સફા ૫૯–૬૨).

**બાબ ૨) જો:**—આપણા ધરમની એક દેખઇતી ફીલસુફી શું છે—તે જમીનની પેદાએશોમાં પણ જણાઈ આવે છે—સ્પેંન્ત આર્મઇતિને સ્વાધીન થએલી કઈ જગાઓ છે—ફલદ્રુપ તથા વસ્તીવાલી જગાએ હારેમંદની કઈ જગાઓ છે—ઉજડ તથા નજીસ જગાઓ—એ બેઉ જગાઓની સરખામણી........................(સફા ૬૨–૬૫).

**બાબ ૩) જો:**—અસફનદારમદને કોણ ઘણોજ ખુશી કરે છે—(૧) તે કે જે જમીનમાંથી મુરદાં તથા કબરો ઉખેડી નાખે છે —તે માણસ ઉપર હોરમજદની બેહદ ખુશાલી તથા બહમની તેના ઉપર થતી વખાણ—(૨) જે માણસ અંગ્રમઇન્યુને લગતી જગાઓ પુરી નાખે છે,–(૩) તથા જમીનને ખેડે છે તે પણ અસફનદારમદને ખુશી કરે છે—તે શાથી નાખુશ થાય છે— (૧) જો કોઇ જમીનને ફલદ્રુપ નહીં બનાવે ત્યારે (૨) કોઈ અશો માણુસને ધંધો રોજગાર નહીં આપે ત્યારે (૩) કોઇ કજોડું કરે;(૪) કોઈ ઉદ્ર ને મારે ત્યારે; (૫) જ્યારે ચોરો તથા બદ ઓરતો જમીનપર રહે ત્યારે ........................ (સફા ૬૫–૬૮).

**બાબ ૪) થો:**—અસફનદારમદની ખાસિયતો શું છે તેનું વર્ણન:—સઘલા આમશાસ્પંદોની જે ખાસિયતો છે તે તેની પણ હોવી જોઇએ–તેની આરાધના કેમ થવી જોઇએ. (૧) નેકી અખત્યાર કીધાથી. (૨) ઇજસ્ને કીધાથી. (૩) આફ્રીનગાન ભણાવ્યાથી. (૪) બંદગી કીધાથી–તેને લગતું ખાસ ફુલ શું છે–તેને લગતો ગોશેદો શુ છે–તેને લગતો ગાથાનો હા કયો છે– તેને ખુશી કરવાની સઉથી સરસ રીત શું છે. (૪) જમીનનું તથા અશો ઓરતનું રક્ષણ કરવું. અસફનદારમદની આરાધના કીધાથી શું ફાયદા ઊતપન થાય છે. (૧) બેહેશતની કીરતિ (૨) હીંમત–તનદરોસ્તી–ફતેહ. (૩) દુખથી વેગલા રહીએ છીએ ઇતીયાદી........(સફા ૬૮–૭૨).

# સ્પેન્ટ આર્મઇતિ.

## ભાગ પેહેલો.

### બાબ ૧ લો.

**સ્પેન્ટ આર્મઈતિ.—એ શબ્દના અર્થો તથા એથી મળતો ઉલતો શબ્દ અને તેના અર્થો.**

સ્પેન્ટ આર્મઇતિ એ શબ્દોના જુતા જુતા અર્થો કરીએ તો આએ પ્રમાણે થાએ છે:—સ્પેન્ટ એટલે વૃદ્ધિ કરણાર, અને આર્મઇતિ એટલે સભ્યતા, તાબેદારી, નેક વીચાર, ફરજ, કરીને થાએ છે; અને મુખ્ય કરીને આખો અર્થ વૃદ્ધિ કરનારી તાબેદારી કરીને થાએ છે.

વલી સ્પેન્ટ આર્મઈતિ એક નારી અમશાસ્પંદનું નામ છે કે જેને આપણે સાધારણ રીતે અસફંદારમદ અમશાસ્પંદ કરીને કહીએ છૈએ અને તે આપણા મહીનાના ૫)માં રોજનું તથા વરસના ૧૨)મા મહીનાનું નામ છે. જે પ્રમાણે જુદા જુદા અમશાસ્પંદો એક મુખ્ય ખાસીયત (one principal attribute) ધરાવે છે, અને ચોકસ પેદાએશો ઉપર મુવકેલ છે, જેમ કે બહમન તે ખસુસ કરીને ભલો વીચાર બતાવે છે અને તે ગાએ ગોસપંદ ઉપર મુવકેલ છે;

અર્દીબેહેસ્ત તે અશોઈ બતાવે છે અને તે આતશ ઉપર છે; શેહરેવર તે ચાહવા લાયક પાદશાહી બતાવે છે અને તે ધાતુ ઉપરનો અમશાસ્પંદ છે ઈત્યાદિ; તેજ પ્રમાણે સ્પેન્ટ આર્મઇતિ તે વૃદ્ધિ કરનારી તાબેદારી બતાવે છે અને એની મુખ્ય પેદાએશો કે જેની ઉપર તે મુવકેલ છે, તે ધરતી (earth) અને નેક ખસલતની ઓરત (virtuou woman) છે.

સ્પેંન્ટ આર્મઈતિ વીશે સ્પીગલ આએ પ્રમાણે કહે છે:-

"Armaiti is the Genius of the earth, and wisdom personified."

પ્રોફેસર વેસ્ત આએ પ્રમાણે એનું વર્ણન આપે છે.—

"The female archangel who is supposed to have special charge of the earth."

પેહેલવી ભાષામાં અસફન્દારમદને 'સ્પેન્તોમટ' લખવામાં આવે છે, અને ગાથામાં 'અઇર્યેમાં' લખવામાં આવે છે કે જે ઉપરથી અઇર્યેમાં ઈષ્યો નામની બુલંદ બંદગીનુ નામ આપવામાં આવ્યું છે જુવો:-

"આ અઇર્યેમા ઇષ્યો રફેદ્રાઈ જંનતુ"

ચાહવા લાયક તાબેદારી ખુશાલીને માટે આવે.

(યજસ્ને ૫૪—૧).

સ્પેન્ટ આર્મઈતિ નો અર્થ ઉપલા લખાણ પ્રમાણે આપણે સમજ્યા કે વૃદ્ધિ કરનારી તાબેદારી થાએ છે. એથી ઉલતો શબ્દ અવસ્તામાં 'તરોમઇતિ' કરીને છે કે જેના અર્થો નાફરમાની, ગુસ્સો, મગરૂરી, ધીક્કાર કરીને થાએ છે, અને પાઝંન્દ ભાષામાં એ શબ્દને 'તરમનશની' કરીને કહે છે.

હોરમઝદના પેદા થવા પછી છ અમશાસ્પંદો પેદા થયા અને તેઓ દરેકની સાંમે હોરેમને છ બુરી શકતીઓ તથા દેવો પેદા કીધા. જે પ્રમાણે બહુમન અમશાસ્પંદ માણસોમાં સારા વીચારો ઉતપન કરે છે, અને તેનો હુરીફ કે જે 'અકોમન' નામનો બુરો દેવ છે તે બુરા વીચારો ઉતપન કરે છે, તેજ પ્રમાણે અસફંનદારમદ કે જે એક બાજુથી આપણામાં તાબેદારીના લગતા વીચારો ઉતપન કરે છે, ત્યારે બીજી ગમથી તેનો હરીફ કે જે 'નકહીદ' નામનો દેવ છે, તે નાફરમાનીને લગતા ઉલતા વીચારો પેદા કરે છે.

(સઘલા અમશાસ્પંદોના હરીફોને વીશે જુવો બુનદેશ ૧-૨૭). વલી નકહીદનું બીજું નાંમ 'નઈકીયાસ' પણ છે અને પાઝંદમાં 'નાઉનધાસ' કરીને કેહેવાએ છે; અને એ દરૂજનું કામ એ છે જે, હોરમઝદની પેદાએશોમાં અસંતોશપણું, (discontent) ઉતપન કરે છે, અને સુદરેહ કુસ્તી પેહેરવું એ કંઈ અગત્યનું નથી એવા ઉલતા વીચારો માઝદિયસ્નોમાં પેદા કરે છે (જુવો બુનદેશ ૨૮–૧૦).

હવે ઉપર લખવા મુજબ આપણે જોયું કે સ્પેન્ટ આર્મઈતિના લગતા રસાલામા ત્રણ જુદિ જુદી બાબદો સમાએલી છે (૧) તાબેદારીને લગતી બાબદ; (૨) ધરતીને લગતી; (૩) અસફનદારમદ અમશાસ્પંદને લગતી; અને એ ત્રણ બાબદો આએ રસાલામાં છુતા ભાગો કરીને દરસાવેલી છે.

---

# બાબ ૨ જો.

**સ્પેંન્ટ આર્મઇતિ (એટલે તાબેદારી) અખત્યાર કરવાની દરેકની ફરજ છે. તેમ કીધાથી શું ફાએદા થાએ છે. અને ઉલતું ચાલ્યાથી શું ગેર ફાએદા થાએ છે તેનું વર્ણન.**

જે બુરી ખાસ્યતો હારેમન માણસોમાં ઉતપન કરે છે તેમાં નાફરમાની એક મુખ્ય બદી છે અને એ દુરાચરણ હોરમઝદને પુશ્કલ નાખુશ કરનારી છે, તેનું કારણ તદન દેખાઈતુંજ છે. કારણ કે જો ફરજંદો માબાપને નાફરમાન નિવડે તો તેઓને કેટલું દુખ થાએછે! જો રૈયતો રાજાની સાંબે થઈ તેના કાયદા પ્રમાણે નહી ચાલે તો આખાં દેશની કેહવી બુરી હાલત થાએ છે તેના દાખલાઓ આપણને તવારીખોમાં પુરતા માલમ પડે છે. એજ પ્રમાણે જગત વીશે વીચાર કરતાં આપણને માલમ પડે છે કે જો ચંદ્ર, પૃથ્વી, સુર્ય અને બીજા સેંકડો સેતારાઓ પોતાની ગતીમાં કાયદાથી (Nature's Laws) જરા ઉલતા ચાલે તો આખું જગત અઠડા અઠડી થઈને ભાગીભુકો થઈ જાય. એ ઉપરથી એટલું સાબેત થયું કે જ્યારે આખું જગત પોતાના પેદા કરનારના હોકમ મુજબ ચાલે, ત્યારે આપણે કે જેઓ તે પેદાયશોના ભાગ છૈએ તેઓએ હોરમજદના કાયદા પ્રમાણે શું કરવા તાબેદારીથી નહી ચાલવું જોઈએ!

ઈજશ્નેનો ૧૨ મો હા કે જેને વારંવાર આપણા ધર્મનું એકરારનામું પણ કેહેવામાં આવે છે, તેમાં જે કોઈ પોતાને

ખરો માજદીયસ્‍ન કેહેવા માગતો હોય તે આએ પ્રમાણે સહુથી પેહેલી ચીજ ઈચ્છે છે:—

સ્પેન્ટામ આર્મઇતિમ વંઘુહીમ વરેને. હા મોઈ અસ્તૂ.

ભલી અને વૃદ્ધી કરણારી આર્મઈતિને પસંદ કરૂંછુ; તે મારી થાય.

(જુવો ઇજસ્ને ૧૨-૨).

વલી તે બીજું આએ પ્રમાણે એકરાર કરે છે:—

જેવી રીતનાં ઝાડપાન છે, જે તરીકાવાલાં પાણીઓ છે; જેવી રીતનાં સારાં પેદાએશવાલાં ગાએ ગોસપંદો છે, તેજ તરીકા વાલો હું પણ થાઉં.

( જુવો ઇજસ્ને ૧૨--૭)

એ ઉપરથી સિદ્ધ થયું કે દરેક ખરા માજદીયસ્‍નની ફરજ એ છે જે જેવી રીતે કુદરતની પેદાએશો તેના કર્તા તરફ કાયદા પ્રમાણે ચાલે છે તેમ તેઓએ પણ ચાલવું.

એટલું સાબેત કીધા પછી આપણે તપાસીએ કે તાબેદારી થી ચાલ્યાથી શુ ફાએદા થાએ છે. તેઓ નીચે પ્રમાણે છે.

(૧). જે માણસમાં તાબેદારી છે, તેનામાંથી બુરા વીચારો કે જે માણસો ઉપર ગલબો કરે છે તે દફે થાએ છે. એ વીશે જુવો.

પાતનો ત્બીશ્યંનતત પઇરી મઝદાઉશ્ચ આર્મઈતિસચ સ્પેન્ટ. નસે દએવો દુઋશ.

વંદીદાદ ૮--૨૧; હોરમઝદ યશ્ત; કેમના મઝદા.

**અર્થ**:—અએ હોરમજદ તથા અસપંદારમદ! દુખ દેનારાઓમાંથી હમુને બંચાવો. દેવને લગતા દરૂજ તું દફે થા.

દેવ, દરૂજ એ બોલો વારંવાર અલંકાર રીતે અવસ્તામાં વપડાએ છે કે જેઓનો અર્થ બુરી શકતીઓ કે જેઓ મા-

ણુસો ઉપર હુમળો કરેછે. તે થાએ છે કેમકે બુરા વીચારો, દુખ, દરદ ઇત્યાદી.

(૨). આપણે પવીત્ર તથા કૌવતમંદ થઇએ છીએ. તેથી જરથુસ્ત્ર પોતાને માટે આ એ પ્રમાણે ઇચ્છે છે.

ઉસ મોઇ ઉઝારેષ્વા અહુરા આર્મઇતિ તેવિષીમ દસ્વા

**અર્થ**:-ઓ હોરમજદ! આરમઇતિની મારફતે મને પવીત્ર કર, તથા કૌવત આપ.

(યજશ્ને--૩૩-૧૨); (આતશ નીઆએશ)

(૩). આપણે આવતી જહાનમાં હોરમજદની નજદીક જવાને શકતીવાન થઇએ. જુવો:

વંઘુયાઉ ફ્સેરતવા વંઘુયાઉ આર્મઇતોઇશ શ્વા પઇરી જસામઇદે.

**અર્થ**:-ભલી સપેંદારમદની બેશકારીથી તારી (હોરમજદની) આસપાસ હમો પોહોચીએ.

(યજશ્ને ૧૩-૬); (યજશ્ને ૩૯-૫).

તેમ ને યસનાઇશ આર્મતોઇશ નીમન્ને

યે આંનમઇની મઝદા નામી અહુરો.

**અર્થ**:-આર્મઇતિની હજશ્નેથી, તે કે જે દાનાપણવાળો મઝદા નામનો છે તેની નજદીક પોહોચવાને હું ઇચ્છુ છું.

ગાથા ઉસ્તવઇતિ; યજશ્ને ૪૫-૧૦

વલી એજ વીશે મીનોખેર્દ નામની કેતાબમાં પણ કહેલુ છે. હોરમજદને જરથુસ્ત્ર પુછે છે કે અશો માણસ જ્યારે ગુજરી જાય છે ત્યારે તેના આતમાનું શું થાએ છે? હોરમજદે જવાબ આપ્યો કે "તે અશો માણસનું રવાન આએ જહાનમાં ત્રણ દાહડા સુધી પોતાના માથાં આગલ બેસીને ગાથા ઉશ્તવઇતી ભણે છે; અને ત્યાર પછી તે ઉપરની જેહાનમાં જાએ છે જ્યારે દક્ષીણ દીસા તરફથી ખુશબોદાર પવન ફુકે છે, અને તેની કરણી એક ખુબસુરત સ્ત્રીના આકારમાં

આવી ઉભી રહે છે. તે રવાન હુમત, હુખ્ત અને હુવરસ્ત નામના બેહેસ્તો તરફ જાએ છે જ્યાં હું હોરમજદ એને આ-એ પ્રમાણે કહુ છું:—"અએ પવીત્ર માણસ તુંએ કે જેને ફાની દુન્યામાં તાબેદારીથી અને અશોઈથી ધાસ્તી ભરેલી જીંદગી ધ્રુજતી રીતે પુરી કીધી છે તેથી હઈઆં તારે માતે ખોરાકી અને મીથાસ હોજો."

(૪). આપણે પવીત્ર કામો કરીએ છૈએ. જુઓ જરથુસ્ત્ર આએ પ્રમાણે કહે છે.

આર્મતોઈશ ઝસ્તાબ્યા સ્કયઓથના વેરઝયત.

**અર્થ**:—આર્મઇતિના હાથથી તે (પવીત્ર) કામો કરે છે.

ગાથા સ્પેન્તા મઈન્યું; હાઈતે ૪૭-૨.

(૫). આપણે દાહપણ મેલવીએ છૈએ. જુવો.

આર્મતોઈશ કસચીત અશા હુઝેનતુશ.

**અર્થ**:—આર્મઇતિની પવીત્રાઈથી કોઈ પણ દાહપણવાલો થાએ છે.

(ગાથા સ્પેન્તા મઈન્યુ, હાઈતે ૪૯-૫).

(૬). બુરાઓ કે જેઓ આપણી અદાવત કરે છે, તથા ઈજા કરવાને ઈચ્છે છે તેઓની સાથે આપણે હરીફાઈ કરી શકીએ છૈએ. હોરમજદ તે વીશે ભણનારને કહે છે તે જુવો-

આર્મઇતિય સ્પેન્ટઅય અએશાંમ ત્બએશા સ્ચીન્દ અયહ્વેમ પઇરી ઉશી વાર અયહ્વેમ હાંમ ગવની દરેઝ અયહ્વેમ હાંમ ઝન્વ ઝેમ બયહ્વેમ અઇપી દેરેઝવનેમ દેરેઝયહ્વેમ.

**અર્થ**:—સપંદારમદની મારફતે તેઓની (બુરાઓની) અદેખાઈને તમે કાપી નાખો; તેઓની અકલને તમે ધાંકિ નાખો; તેઓના હાથને તમે બાંધો; તેઓના ગુડણને છુંડો તથા તમે બેરી ઘાલો.

(હોરમજદ યસ્ત).

(૭). આપણી ઉપર અંગ્રમઇન્યુશનું જોર ચાલતું નથી. તે વીશે જરથુસ્તે આએ પ્રમાણે હોરમઝદને કહ્યું.

ઉપથ્વા અઝેમ મઈરે અનુદધયાત સ્પેંન્ટયાઉ આમૈતોઇશિ દોઇથ્રિ બ્ય અવાસ્ત્રીયત મઈયોં.

**અર્થ**:—જ્યારે હું તારી (હોરમજદની) તરફ સ્પેંન્ટ આર્મઈતિની નજરથી યાદ કરૂં છું ત્યારે અંગ્રમઇન્યુશ ખોરાક વગરનો (શકતી વગરનો) થઈ જાએ છે.

(હોરમજદ યસ્ત).

(૮). આપણે આવતી દુન્યામાં દાહુપણવાલા થઈ શકશુ. તે વીશે જુઓ.

હયત હથા મનાઉ બવત યથા ચીશતીશ અંહત મએથા.

**અર્થ**:—જે કોઈ હૈયાં (આએ દુન્યામાં) તાબેદાર રહેશે, તે ત્યાં (આવતી દુન્યામાં) દાહુપણવાલો થશે.

તાબેદારીના ફાએદાઓ જાણ્યા પછી આપણે હવે જોઈએ કે નાફરમાની અથવા હોરમજદ તરફ ધીક્કાર બતલાવ્યાથી શું ગેર ફાએદા થાએ છે.

આદમ જાત પેદા થઈ ત્યાર પછી જે અઝીમ ગુનાહ સઉથી પેહેલો તેને કીધો હતો તે હોરમજદના હોકમથી ઉલટુ ચાલવાનો હતો, કે જેથી કરીને તેને સર્વગ ખોઈ દીધું જ્યારે મશ્ય અને મશ્યાન પેદા થયાં ત્યારે હોરમજદે તેઓને આએ પ્રમાણે ફરમાવ્યું હતું:—

તમો માણસો છેઓ અને મેં તમુને દુન્યામાં હવે પછી આદમીઓ કે જેઓ જનમ પામસે તેઓના વડાઓ (ancestors) બનાવ્યા છે; અને તમુને તાબેદારીમાં સંપુર્ણ બનાવ્યા છે; તેથી ખરાં એકીનથી મારા કાએદાઓ તરફ

એકીન બતલાવજો; સારાં કામો, સારા સખુનો અને સારા વીચારો અખ્તયાર કરતા રહેજો, અને કોઇ દેવની આરાધના ના કરતાં." પેહેલાં તેમ કરવાને તેઓ કબુલ થયાં. પણ અંગ્રમઇન્યુશની ઉસકેરનીથી તેઓના મન બગદી ગયાં; અને હોરમજદ તરફ ગુમાન લઇ જઇ બોલ્યાં કે ધરતી, પાણી, ઝાડપાન અને બીજી સઘલી પેદાએશો અંગ્રમઈન્યુશની છે. આએ હુલડઇભરેલી ચાલથી તેઓએ સ્વર્ગ ખોઇ દીધું. અને તેઓના આતમા દોજખમાં ગયા.

(જુઓ બુનદેશ ૧૫-૬, ૭, ૮, ૯.)

અને એજ નાફરમાનીને લીધે તેઓની ઓલાદને પણ દુખ ખમવાં પડયાં તથા સ્વર્ગ પણ ખોઈ દેવું પડયું. એજ બાબદ વીશે કવી મીલતન (Milton) એક ફકરો બરોબર તાંકી બતલાવે છે.

Of Man's first *disobedience*, and the fruit
Of that forbidden tree, whose mortal taste
Brought death into the world, and all our woe,
With loss of Eden . . . . . . . . . .
Sing heavenly Muse!

*Paradise Lost, Book I. 1 to 5.*

વલી હોરમજદના ફરમાનની સાંબે થવું અને તેની તરફ ધીક્કારથી જોવું અને પોતામાં તરોમઇતિ (મગરૂરી) ઉતપન કરવાથી કેટલાં બુરાં પરીણામ થાએ છે તેના દાખલાઓ આપણને અવસ્તામાંથીજ મલી આવે છે. આપણે જાણીએ છીએ કે જમશેદ પાદશાહ હોરમજદનો ઘણો માનીતો હતો. તેને હોરમજદ પાસે એવી દુવા માંગી કે "મારી પાદશાહીમાં ઠંડા તથા ગરમ પવન તથા દુખ તથા મોહોત ના થાતું."

(વંદીદાદ ૨-૫; રામ યસ્ત ૪; અશીશવંઘ ય૦ ૪).

એની દુઆ મુજબ તે ૧૦૦૦ વરસ રાજ કરવાને શકતીવાન થયો અને તે પોતાની અશોઈથી તથા હોરમજદ તરફ તાબેદારી દેખાડવાથી એટલું તો સારી રીતે રાજ ચલાવા લાગો કે એટલા વખત સુધી આએ જહાન ગોયા મીનોઇ જેવી થઇ રહી, તથા ઈનસાફવાલી હતી.

(વંદીદાદ ૨–૨૦).

પણ જ્યારે તે પોતાની મોટાઈ પર મગરૂર થયો અને અહેરેમનના ફુસલાવાથી હોરમજદ તરફ હુલરઈ ભરેલી ચાલ ચલાવા લાગો, તથા અભિમાનીના સુખનો બોલયો ત્યાર પછી તે વગર સરદારીનો તથા વગર સતાનો થયો; તેને પોતાની જુબાને જલદીથી મોહતને લાયક કીધો, આએ ખરાબીમાં નીચે નાખ્યો, અને તે મોતને લાયક થયો.

(વંદીદાદ ૨–૬; જમયાદ ય. ૭).

એવીજ રીતે કેરેસાની નામના પાદશાહે પણ પોતાનું તાજ ખોયું. એ વીશે જુઓ.

"કેરેસાની જે પાદશાહીની મુરાદને લીધે ઘણો મગરૂર થઇ ગયો હતો, તેને હોમ ઇજદે પાદશાહી ઉપરથી નીચે બેસાડયો." એ પાદશાહ માજદીયસ્ન ધર્મ તરફ ધીકકાર બતલાવી મગરૂરીથી આ પ્રમાણે બોલતો હતોઃ-

"હવે પછી મારાં મુલકોમાં કોઈબી આથોરનાન ઉસ્તાદ જરથોસ્તી દિનનો ફેલાવો નહીં કરે."

(ઇજશ્ને ૯–૨૪.)

એ ઉપરથી માલમ પડે છે કે જે માણસો મગરૂરી તથા નાફરમાની કરે છે તેઓ પાસેથી હોરમજદ સઘલી દોલત

છીનવિ લે છે, અને તેઓ આખરે નાશ પાનલા થાય છે. એ બાબદને નીચલી કહેવત મલતી આવે છે.

Pride goeth before destruction.

વલી જે કોઈ નાફરમાન રહે છે તે આએ દુનીઆમાં હારમારિ ભોગવે છે એટલુંજ નહિં પણ આવતી દુનીઆમાં પણ દુખી થાય છે. એ વીશે હોરમજદ આ પ્રમાણે કહે છેઃ–
"જે કોઈ જીવતાં જીવત તાબેદારીથી પોતાના ગુનાહનો પસતાવો નથી કરતો તેને માટે ચીનવદ પુલ પસાર કરવો મુશકિલ છે."

(વંદીદાદ ૧૩–૩.)

અશો માણસને પોતાના ગુનાહને માટે હું આએ શીક્ષા કરૂંછું પણ તોજેશ નહી કરનારને માટે શીક્ષા નથી કારણ કે તે ખચીત દરૂજના રેહેથાનમાં જવાનો છે."

(વંદીદાદ ૧૪—૧૮.)

ઉપલા ફકરાઓ ઉપરથી એવું માલમ પડે છે કે જો કોઇ હોરમજદના કાનુનને એકવાર નાફરમાન થઈ, પાછો તાબેદારીથી તેના રસ્તા ઉપર પસતાવાથી ફરે તો હોરમજદ તેને થોડી શીક્ષા કરી, પોતા તરફ ખેંચે છે. પણ જે હમેશાં મગરૂર તથા નાફરમાન રહી તેને મુદલજ યાદ કરતો નથી તો હોરમજદ પણ તેની દરકાર કરતો નથી, કારણ કે મુવા પછી તે દોજખમાંજ જવાનો છે. અને તેને માટે કેહવો બુરો અવતાર સરજેલો છે તેનું ટુક વર્ણન આપણને પેહેલવી કેતાબ દાદેસ્તાને દીનીકમાંથી મલી આવેછે.

(જુવો પ્રકરણ ૨૫ ફકરો ૫.)

"વલી માણસોની અંદર સપંદારમદ દાખલ થાએ છે, અને તરોમત તેનો રસ્તો અટકાવે છે; દીન દાખલ થાએછે, અને ખુદદોશગીહ તેનો માર્ગ અટકાવે છે; અર્દ દાખલ થાએ છે, અને વરેનો તેનો રસ્તો અટકાવે છે; તેથી આપણને સાહુચેત રેહેવાનું છે કે તેઓના (સપેંદારમદ, દીન અને અર્દના) રસ્તા છોડીને દેવોને રસ્તે નહી જવું. અને જે કોઈ આએ ત્રણ રસ્તામાંથી (તરોમત, વરેનો, ખુદદોશગીહમાંથી) બચે છે, તે સઘલામાંથી બચે છે, પણ જે તેઓના રસ્તે જાય છે, તે પોતાનો ધણી નથી, પણ દેવોનો નોકર બની જેમ તેઓ કહે છે તેમ તે ચાલે છે."

(દાદેસ્તાને દીનીક ૯૪—૨, ૩, ૪.)

એટલા માટે જરથુસ્ત્ર આપણને આએ પ્રમાણે કહેછે:—

ની અએશેમો નીદયાતાંમ પઇતિરેમેમ પઇતિસ્યોદુમ યોઈ આ વંઘેઉશ મનંઘો દીદરેઘઝો હુચે.

**અર્થ**:—અરે માનવીઓ તમો કે જેઓ ભલા મનને વધારવાને માટે પેદા કરવામાં આવ્યા છો એટલા માટે ગુસ્સો કાઢી નાખો, ધીક્કાર કાઢી નાખો.

(ગાથા સ્પેન્ટામઇન્યુ ઇજસ્ને ૪૮—૭.)

હવે ગુસ્સો તથા ધીક્કાર કાઢી નાખવાને માટે આપણને ચોકસ મંત્ર (માથ્રવાની કલામો) ભણવાને સરજેલાં છે, જેમ કીધાથી તે બુરા ગુણો તરતજ મગજમાંથી દફે થઈ જાય છે. એ કલામો નીચે પ્રમાણે છે:—

(૧). મઝદા અત મોઈ વહીસ્તા સ્રવાઓસચા શ્કયઓથનાચા વઓચા. તાતુ વોહુ મનંઘા અશાચા ઇશુદેમ સ્તુતો.

ક્ષમાકા ક્ષથ્રા અહુરા ફ્રશેમ વસના હઇથયેમ દાઉ અહુમ.

(ઇજસ્ને ૩૪—૧૫).

આએ કલામો અંગ્રમેઈન્યુની સાંમે હથીઆર છે; આએ વચને ભયંકાર અષમ દેવ (ગુસ્સાનો દેવ)ની સાંમે હથીઆર છે; આએ વચને તમામ દેવોની સાંમે હથીઆર છે.

(વંદીદાદ ૧૦—૧૯.)

(તમામ દેવો એટલે બીજી સઘલી બુરી શક્તીઓ જેમકે જુઠઈ, આલસઇ, મોહોત, તાપ, લોભ ઇત્યાદી. એ સઘલા દેવોના નામો આપણને વંદીદાદ ૧૧–૧૮; ૨૧–૧૮; ૨૨–૨૧; બુનદેહેશ ૨૮; દાદેસ્તાને દીનીક ૩૭–૫૦માંથી મલી આવે છે.)

(૨). આ અઇર્યેમા ઇશ્યો રફેધ્રાઇ જનતું નેરેબ્યસચા નાઇરિબ્યસચા ઝરથુસ્તહે વંઘેઉશ રફેધ્રાઇ મનંઘો. યા દએના વઇરીમ હેનાત મીજદેમ અશહ્યા યાસા અશીમ યામ ઇશ્યાંમ અહુરો. મસ્તા મઝદાઉ.

(જુવો ઇજિશ્ને ૫૪-૧.)

આએ અઇરયમન નામની બંદગી કે જે માંથ્રવાંનીઓમાંની સઉથી મોહોટી, સઉથી સરસ, સઉથી જોરાવર, ઘણીજ ફતેહ આપનારી (ઈત્યાદી) બધી તરફથી અંગ્રમઇન્યુસને, જાદુગરોને, તથા પરીઓને મારે છે.

(જુઓ અરદીબેહેસ્ત યસ્ત.)

(૩). યથા અહુ વઇરિયો અથા રતુશ અપાત ચીત હચા.
વંઘેઉશ દઝદા મનંઘો શ્યોથનનાંમ અંઘેઉશ મઝદાઈ.
ક્ષથ્રેમચા અહુરાઈ આયિમ દ્રેગુબ્યો દદત વાસ્તારેમ.

ઉપલા અહુનવરના કલામો અંગ્રમઈન્યુશ તથા તેની સઘલી બુરી શકતીઓને મારવાને કેટલા એજમતી છે તેને માટે જુવો ઇજશ્ને હા ૧૯.

(૪). અષેમ વોહુ વહિસ્તેમ અસ્તી. ઉસ્તા અસ્તી ઉસ્તા અહમાઈ. હયત અષાઇ વહિસ્તાઇ અષેમ.

પુરમરકીવાલો અંગ્રમઈન્યુશ ચીરડાઇને બોલ્યો, અફસોસ! આએ અષ વહિશ્તના કલામો મારાં સઘલાં દરદોને મારી નાખશે, દેવોમાના ઘણાજ મોહોટા દેવોને મારશે, નાફરમાનીને મારસે, ગરમ મીજાજને મારશે, મગરૂરીને મારસે. ( ઈત્યાદિ. )

(જુવો અરદીબેહસ્ત યસ્ત.)

એટલા માટે ધ્યાંનમાં રાખવું કે જયારે ગુસ્સાને લગતા વીચારો મગજમા દાખલ થાએ ત્યારે તરતજ ઉપલાં મંત્રો વારાફરથી ભણી જવાં જેમ કીધાથી ગુસ્સો જરૂર દફે થશે.

---

## બાબ ૩ જો.

### સ્પેન્ટ આર્મઈતિ એટલે વૃદ્ધિ કરનારી તાબેદારી—એ શબ્દનો બોહોલો અર્થ શું છે તેની સમજન.

માનસોએ કોણ તરફ તાબેદારી બતલાવવી જોઇએ અને તે કેવી રીતની હોવી જોઇએ તેની વીગત નીચે પ્રમાણે છે.

(૧). સઉથી પેહેલી ફરજ એ છે જે પોતાના પેદા કરનાર દાદાર હોરમજદ તરફ દરેકને જે ફરમાનદારી બતલાવવાની છે તે અખત્યાર કરવી જોઇએ, અને નીચલી ફરજો અદા કરવી જોઇએ.

(૧). હમેશાં તેની બંદગી કરતા રેહેવું, અને નેકી અખત્યાર કરવી. એ વીશે ભણનાર કહેછેઃ—

"ઘણોજ ફાએદો કરનાર અશો હોરમજદ જે હમુને

વાહલો છે તેની સરૂવાતથી તે આખર સુધી ઇજશ્નને કરવાને માટે તાબેદારી હોજો."

(ઇજશ્ને ૫૬—૧.)

"આએ સારાં મુલની બંદગી દાદાર હોરમજદને હમો અર્પણ કરીએ છૈએ કે જે બંદગી રાસ્તીની પુઠે ચાલનારી છે, જે તાબેદારીની પૂઠે ચાલનારી છે અને જે બંદગીનું મુલ નેક વીચાર, નેક સખુન અને નેક કામ છે."

(ઇજશ્ને ૫૮--૧.)

વલી એમ કીધાથી શું ફાએદો થાએ છે તે જુવો:—

"જે કોઈ જીવતામાંનો સારી નમનતાઈથી હોરમજદની ધની આરાધના કરે તો હોરમજદ તેને વીશે અશોઇથી જાનીતો થઇને તેની (ભણનારની) ફરજ અને સારા કામને માટે બદલો આપે છે." (બહમન યશ્ત ૨--૬૪.)

(૨). હોરમજદના કાએદાઓને તોડવા નહી પણ તેઓને માન આપી ચાલવું.

એ વીશે ઇજશ્નેના ૧૨માં હાના ૭ માં ફકરામાં જોતી આએ પ્રમાણે ભણે છે:—

"જે તરીકાવાલાં પાણીઓ છે, તથા ઓરવરો છે, તથા સારી પેદાએશવાલાં ગોસપદો છે તેજ તરીકાવાલો હું પણ થાઉં."

(એટલે તેઓની માફક હું પણ ખુદરતના કાએદાઓ Nature's laws ને માન આપી ચાલું.)

(૩). ખસુસ કરીને હોરમજદને ખુશી કરવાની રીત એ છે કે જે પેદાએશ તેને ધની વાહલી છે તેની સંભાલ લેવી, તથા તેને ખુશી કરવી. હવે જે પ્રમાણે બહમનની ખાશ પેદાએશ ગાએગોસપંદ છે, અરદીબેહેસ્તની આતશ છે. ઇ-

ત્યાદી; તેજ પ્રમાણે હોરમજદની ખાસ અને વાહલી પેદાએશ અશો માણસોની છે.

તેથી "જે કોઇ આએ દુન્યામાં હોરમજદને ખુશી કરવા માગતો હોય, અને એની પેદાએશનો વધારો કરવા માગતો હોય, તો તેને ઘટેચ કે **અષો માણસોને ખુશી કરવાં,** અને ગમે એટલી મુસીબતો નડે તોપણ તેઓના સુખને કાજે કામ કરવું અને બુરાઓમાંથી તેઓને બંચાવવું; કારણકે એક અશો માણસ હોરમજદની જોડ (Counterpart) હોવાથી જે કોઇ તેને ખુશી રાખે છે, તેની કીર્તી દુન્યામાં લાંબો વખત સુધી રહે છે, અને હોરમજદની ખુશાલી તથા બેહેસ્ત મેળવેછે."

(સાયસ્ત-લા-સાયસ્ત ૧૫-૮).

(૪). દુન્યામાં જે રોશનીવાલી તથા ભલી પેદાએશો છે તે સધલી હોરમજદની બનાવેલી છે એમ સમજવું અને તેઓની વખાણ કરતા રેહેવું; કારણકે એમ કીધાથી મીનો હોરમજદની વખાણ કીધા બરાબર થાએ છે. એ વીશે જુવોઃ—

વીસ્પયાઉ અશઅઓનો સ્તોઇશ યસનાઇચ વહમાઇચ ખશ્નઓથ્રાઇચ ફ્રસસતયએચ સ્રઓશો અસ્તુ.

**અર્થ**:—(હોરમજદની) સધલી સારી પેદાએશોની ઇજશ્ને ન્યાયેશ ખુશનુદી તથા વખાણ કરવાને માટે તાબેદારી હોજો. (ઈજશને ૭૦-૬).

(૫). હમેશાં દુખ સુખની વખતે તેની અંદર આશા રાખવી અને યાદ રાખતા રેહેવું. આદરબાદ બીન મારેસપંદ પણ પોતાના છોકરા જરથુસ્તને આએ પ્રમાણે સીખામણ આપે છે.

બાસતાંન વ કુલ્લા ગાસ ઓમીદે વલ ઇહાન યખસ્તન.

**અર્થ**:—હમેશાં અને હર જગાએ ખુદા ઉપરજ ઉમીદ રાખજે.

(અંદરઝે આતરેપાત ફકરો ૧૧).

અને વઝોરગમેહેર ( નોશેરવાંન પાદશાહનો વજીર ) પોતાની એક કેતાબમાં આ પ્રમાણે કહે છે:—

તર્સગાસ્ય અમતશ વસ્તાર્ય લુછત.

**અર્થ**:—જેનાંમા (ખુદાની) બીક છે તેનામાં બેપરવાઇ નથી.

(ગંજે શાયગાન ફકરો ૫૦).

પણ જે કોઇ હોરમજદને તાબેદાર નથી તેને જરથુસ્ત્ર આએ પ્રમાણે ધીક્કારે છે.

"ઓ હોરમજદ! તારી સાંબે જે નાફરમાન થાએ છે, બુરા વીચાર ઉત્પાણ કરેછે, તારી સાથની સોહોબત ધીક્કારે છે તેને હું બદ દુવા ઇચ્છું છું."

( ગાથા અહુનવઇતી હજસ્તે ૩૩–૪.)

(૨). પોતાના પેદા કરનાર તરફ એક માણસે શું ફરજો બતલાવી જોઇએ તે આપણે જાણ્યા પછી હવે આપણે તપાસીએ કે એથી ઉતરતી ફરજ કોણ તરફ દેખાડવાની છે અને તે કેવી પ્રકારની હોવી જોઈએ.

ખુદાથી ઉતરતી ફરજ એક માણસે પોતાના પેગમબર તરફ બતલાવાની છે અને તે નીચે પ્રમાણેની હોવી જોઈએ.

(૧). તેના ફતવાઓને સાચા માનવા, અને તેઓને તોડવા નહીં; કારણ કે જ્યાં સુધી કોઈ માનસ આ દુન્યામાં જીવતો રહે છે, ત્યાં સુધી જે ધર્મમાં પોતે જનમ્યો હોય તેના કલામો તેને પાલવા જોઈએ કે જેથી તે ભવીષની દુન્યાનું સુખ મેલવવાને આશાવંત રહે અને આએ થોડા વખતની દુન્યામાં

જે કંઈ દુખો પડે તે સાંખી જવાને શકતીવાન થાએ. પણ જો કોઈ માનસ કોઈબી પેગમબરને માને નહી, અને ભવીષની દુન્યા છેજ નહી એવું સમજે, તો તેને પોતાની જીંદગીમાં તસદી લઈ સારાં કામો કરવાની મરજી થતી નથી; કારણ કે તેને સારો બદલો મળશે એવી આશા નથી; અને આએ દુન્યાની મુસાફરીના સમુદ્રમાં ગોયા તેનું વાહાણ હોકાયંત્ર (Compass) વગરનું થઈ પડે છે કે જે વાહાણના ધણીને માલમ પડતું નથી કે તે કયાં હંકારાએ છે એટલે કે તે સમજી શકતો નથી કે આએ દુન્યામાં તેને શું કરવા જનમ લીધો છે, તેને શું કાંમો કરવાં જોઈએ, અને આખરે તે કયાં જવાનો છે.

એ ઉપરથી આપણને સમજવાનું છે જે, પેગમબર આએ દુન્યાને અને આવતી દુન્યાને માટે એક સાધન (Medium) છે, અને મોતમંદ માણસોને માટે સંતોષકારક આશા આપનારો એક નર છે; એટલે કે આએ દુન્યામાં જનમ લઈ સઘલી મુસીબતો ખમ્યા પછી અને હારેમનને ગાલેબ કીધા પછી માનવીઓને એકવાર નાફરમાનીથી ખોઈ દીધેલું બેહેસ્ત પાછુ મેલવતાં શીખવે છે.

એ વીશે માહુકવી મીલતન પણ આએ પ્રમાણે જનાવે છે:—

"I, who erewhile the happy garden sung,
By one man's disobedience lost, now sing
*Recovered Paradise to all mankind,*
*By one man's firm obedience* fully tried
Through all temptation, and the tempter foiled
In all his wiles, defeated and repulsed."

*Paradise Regained*, Bk. i. 1 to 6.

(૨) એટલા માતે આપની પેગમબર તરફ એક ફરજ એ હોવી જોઈએ કે **તેને આએ દુન્યાનો વડો ગણવો.** એ વીશે જુવો.

"આએ જોર અને બરસમે કરીને તું સ્પેંનતમાન જરથુસ્ત્ર ! કે જે ગેટીને લગતી સઘલી પેદાએશનો તથા ગેટીનો સઉથી વડો છે તેને ઈજસ્નેમાં હું યાદ કરૂં છું."

(વીસપરદ ૨–૪; ઈજસ્ને ૭૦–૧).

(૩). તેની નસીહત પ્રમાણે ચાલવું. એ વીશે જુવો.

"વલી તમો જે ચઢતે દરજેના આદમીઓ છેઓ તે તમો એ હોરમજદ અને અમશાસ્પંદોને લગતી સારી તરીકાવાલી નસીહેત જે દાનેશમંદ ધર્મગુરૂ (જરથુસ્ત) ની મારફતે કરવામાં આવી છે તે સાંભલવી અને તે ઉપર અમલ કરવો જોઈએ."

(ગંજે શાએગાન ૧૬૦).

"આતમાને લગતી વસીયત કરનાર (પેગમબર) ની વસીઅતને, તથા દીનને લગતી નસીહત સાંભલનાર થજો, અને તેને લગતું કામ ઘટતી રીને તથા પ્રમાણીકપણાથી કરજો."

(અનદરજે ખુસરૂએ કવાતાન).

અને તેમ કીધાથી શું ફાયદા થાએ છે તે જુવો.

"જરથુસ્તના ધરમના લાવવાથી આપણને પુરતો હરખ મલે છે આપણે ફરેસ્તાઓ તરફ ફરી શકાએ એવા મનના (of a changeable mind) થતા નથી, આપણી રૂહુઆની જીંદગી (spiritual life) તૈયાર થાએ છે; અને ફરેસ્તાઓની દોસ્તીથી કરીને આપણા રવાનને કીર્તિ મલે છે."

(દાદેસ્તાને દીનીક ૫–૫).

સ્પિતામેમ જરથુસ્ત્રેમ અપવનેમ અપહે રતુમ યજમૈદે. નેમો સ્પિતામહે જરથુસ્ત્રહે અશઅઓનો ફવશીએ.

અર્થ:—અશે સ્પેન્ટમાન જરથુશ્ત જે અશોઇનો સરદાર છે તેને હમે ઈજ્યે છૈએ. સ્પેન્ટમાન જરથુસ્તના અશો ફ્રોહરને નેમાજ હોજો.

ઉપલી ફરજો આપણા પેગમબર તરફ અદા કીધા પછી એથી ઉતરતી ફરજ આપને કોણ તરફ બતલાવાની છે તે જોઇએ.

(૩). દુન્યામાં માણસો જે કંઇ એલમો સીખે છે તેમાં ધર્મને લગતું સઉથી ઉંચું છે. કારણ કે જ્યારે બીજાં સઘલાં એલમો આપણને આએ દુન્યામાંજ ગુજરાન કરવાને અને માન મેલવવાને શકતીવાન કરે છે, ત્યારે દીનને લગતું એલમ આપણને આવતી હમેશની દુન્યાને માટે કામ લાગે છે. તેથી માણસોની ફરજ છે જે પોતાની જીંદગી પુરી થાએ તેની આગમજ દીનને લગતું સંપૂર્ણ જ્ઞાન પેહલે મેલવી લેવું, અને પોતાની દીન તરફ શું ફરજો અને તાબેદારી બતલાવાની છે તે વીશે ધ્યાન રાખવું. તે ફરજો નીચે પ્રમાણે તુંકમાં દરસાવી છે.

(૧). દીન તરફની સઉથી પેહલી ફરજ એ છે જે, તેનો ધ્યાનથી અભયાસ કરવો, અને પાક અવસ્તામાં જણાવ્યા મુજબ તેને શીખવાને માટે ઓછામાં ઓછાં ત્રણ વરસ લેવાં જોઈએ. એ વીશે જુવો.

"હોરમજદ બોલ્યો અએ પવીત્ર જરથુસ્ત! જે સખસ ત્રણ વસંત ઋતુ સુધી દીનના અભયાસ ઉપર નહી બેસે તે સખસ ગુનેહગાર છે."

(વંદીદાદ ૧૮-૯; ૧૦.)

(૨). ધરમને લગતા કલામોના અર્થ સમજ્યા પછી તેઓને પાકીજીથી ભણવા જોઈએ. એની મતલબ એ છેજે:—

(૧). ભણતી વખત આંગ ઉપર કંઈ પણ ગલીચી નહીં રેહેવા દેવી, અને સાફ કપડાં પેહેરવાં. એ વીશે જુવો:—

"અને જ્યારે તેઓ કે જેઓ પોતાના હાથને ધોતા નથી તેટલા માટે જે કંઈ તેઓ સારૂં કરે છે તે તેઓનું નથી; કારણ કે જ્યાં સુધી કોઇ પોતાના તન ઉપરની ગલીચી કાહડી નહીં નાખે ત્યાં સુધી તેના શરીરમાં ફરેસ્તાઓનું આવવું થતું નથી; અને જ્યારે ફરેસ્તાઓ તેની નજદીક નથી આવી શકતા ત્યારે ધરમની મજબુતાઈ (steadiness) તેનામાં રેહેતી નથી અને કંઇ પણ સારૂં કામ તે કરી શકતો નથી."

(શાયસ્ત-લા-શાયસ્ત ૭–૭).

અને (૨). તે કલામો સાફ ઉચ્ચારે **અવસ્તા ભાષામાંજ ભણવા જોઇએ**, અને નહીં કે કોઇ બીજી ભાષામાં. કારણ કે જો બીજી ભાષામાં ભણીએ તો તેની માંથ્રવાની અસર તુટી જાય છે. અને વલી હોરમજદને પણ એજ પસંદ આવે છે કે બંદગી અવસ્તા કલામોમાંજ થવી જોઇએ, અને એ કલામો કેટલા માંથ્રવાની છે તેનો ઈશારો આપણને બુનદેહેશના પેહેલાં પ્રકરણમાંથી મલી આવે છે, કે જ્યારે અંગ્રમઇન્યુશ હોરમજદની સાંબે થયો ત્યારે હોરમજદ મોહોટે અવાજે આખો અહુનવર ભણી ગયો કે જેના જોરથી ગનામીનો બેભાન થઇ નીચે પડયો.

( બુનદેહેશ ૧–૨૧).

વલી હોરમજદ આ પ્રમાણે કહે છે:—

"જે કોઇ મારા, હોરમજદના, પવીત્ર કલામો યાદ કરે, યાદ કરી ભણે, ભણીને ગાએ, અને ગાઇને વખાણ કરે તો તેના રવાનને હું ત્રણ વખત ચીનવદ પુલ પસાર કરાવી બેહેશ્ત તરફ લઇ જાઉ."

(ઇજસ્ને ૧૯-૬; શાયસ્ત-લા-શાયસ્ત ૧૦-૨૫).

વલી એ વીશે જરથુસ્ત આ પ્રમાણે કહે છે:—

અહમાઇ અંધત વહીસ્તેમ યે મોઈ વીદવાઓ વઓચત હઇથીમ માંથ્રેમ ઇમ હઉર્વતાતો અશહયા અમેરેતાતસચ૦ મજદા.

અર્થ:— ઓ મજદ! જે કોઈ ખુલી રીતે વીદવાન તરીકે **મારાં માંથ્ર** પુરતાપણાને વાસ્તે, પવીત્રાઈને માટે તથા અમર્ગીને માટે **ભણે** તો તેને સઉથી સારૂં થાય.

(ગાથા અહુનવઇતી ઇજિશને ૩૧—૬).

અને એવી રીતે ભણ્યાથી શું અસર થાય છે તે જુવો :—

"જે પ્રમાણે સુકાં બરસ્મને આતશ કટકે કટકા કરી નાખે છે, તથા તેનો નાશ કરી નાખે છે તેજ પ્રમાણે **જરથુસ્તના જાહેર કીધેલા કલામો** તમામ બદ વીચારને જડ મુલથી કાઢી નાખે છે, તે તમામ કલામોની ખુબી, ફતેહમંદી, ખોરેહ તથા **અસરકારક શકતીને** હમો વખાણીએ છીએ."

(ઇજસ્ને ૭૧—૮).

(૩). અવસ્તાના કલામો ભણ્યા પછી તે મુજબ આપણને ચાલવું જોઈએ; એટલે કે જે પવિત્રાઈ તે આપણને સીખવે છે, તે અખત્યાર કરવી જોઈએ પણ એમ જો નહીં કરીએ તો ભણવાની મેહનત ફોકટ જાય છે. એ વીશે હોરમજદ જરથુસ્તને આ પ્રમાણે કહે છે:—

યઓઝદાઓ મશ્યાઇ અઇપી ઝાંથેમ વહીસ્તા. હાયઓઝદાઓ ઝરથુસ્ત્ર યા દએના માજદયસ્નીશ. યો હવાંમ દએનામ યઓઝદાઇતી હુમતાઇશ્ચ હુખતાઇશ્ચ હવર્શતાઇશ્ચ.

**અર્થ**:—પવીત્રાઈ તે માણસને માટે જનમથીજ સઉથી સારી ચીજ છે અએ જરથુસ્ત! પવીત્રાઈ ગોયા માજદીયસની દીન છે. કાઈબી **હુમત હુખ્ત અને હવરશ્તે**થી પોતાના તનને સાફ રાખે છે.

(વંદીદાદ ૫-૨૧; ૧૦—૧૮).

વલી એજ બાબત વીશે બીજો ઈશારો આ પ્રમાણે છે:—

યસ્ય અએતએશાંમ મઝદયસ્નનામ પેરેનાવીનામ અઇવિઝૂઝુયનામ ઇમાં વચો નોઇત વીસઇતી ફ્રમૃષ્તી અએતાંમ આ યાતુમનહે જસઇતી.

**અર્થ**:—આ ઉમરે પુગેલા ક્રીયા કરનારા માજદીયસ્નમાંનો જે કાઈ આ કલામો ભણે, પણ તેઓને કબુલ નહીં રાખે, તો તે જાદુગરની હાલતે પોંહચે છે.

(યજસ્ને ૮-૪).

એટલેકે જે કાઈ બંદગી કરે અને તે પ્રમાણે નહીં ચાલે, પણ બુરાં કામો કરે, તો તેણે હોરમજદને ઠગ્યા બરાબર છે અને બંદગીની સઘલી અસર બુરી શકતીઓને પોંહચે છે, તેથી તેઓની આરાધના કીધી હોય એમ થાય છે, એટલેકે તે દેવયસ્ન અથવા જાદુગર ગણાય છે.

(૪). ધર્મગુરૂઓ સાથ આપણી દીનને લગતી સાચી તકરાર કરવી, અને કંઇ ધર્મ સંબંધી દીલમાં વસવસો હોય તે દુર કરવો. એ વીશે અબુજરગમેહર આ પ્રમાણે કહે છે:—

સે અયોકે યોમ વ સે અયોકે લીલ્યા અઇરપતસ્તાન કરદન વ ખેરદે અહલોબાન પુરસીતન.

**અર્થ**:—રાત અને દીવસના ત્રણ ભાગોમાનો એક ભાગ દીનને લગતી કેલવણી લેવામાં અને પરહેજગાર લોકોની સાથે ધરમની પુછપરછ કરવામાં ગુજારવો.

(ગંજે શાએગાન ૧૨૬).

"ધર્મની મજબુતી રાખવાને માટે ગુરૂઓ અને વડા ગુરૂ સાથે તેની તકરાર કરવી જોઇએ."

(શાયસ્ત-લા-શાયસ્ત ૯-૪).

(૫). આપણી જીંદગીના છેડા સુધી તે ઊપરથી વીશવાસ નહી ઉઠાડવો, અને બીજા ધર્મમાં નહીં જવું.

આપણને આપણા ધર્મ ઊપર એતેકાદ કેટલો હોવો જોઇએ તેનો ખ્યાલ નીચલી બાબદ ઊપરથી મલસે :—

જયારે અંગ્રમઇન્યુશે જરથુસ્તને ફુસલાવીને લાંચ આપવા માગી, અને પોતાના ધર્મ ઊપરથી ફરી જવા કહયું, ત્યારે તેણે આ પ્રમાણે યાદ રાખવા જોગ જવાબ આપ્યો હતો :—

"અગરજો મારાં હાડકાં તથા જીવ તથા બુદ્ધિ છુટી પડે તો પણ હું તારી લાંચને લીધે માજદીયસ્ન દીનને નહીં ધીક્કારૂં."

(વંદીદાદ ૧૯-૭).

અને અબુજરગમેહેર પણ એજ પ્રમાણે કહે છે :—

દરેક મજદીયસ્નની ફરજ એ છે જે તેણે આ પ્રમાણે સમજવું જોઇએ :—"હું પોતે માજદીયસ્ની દીનને લગતું જે ફરમાન છે તેને કબુલ કરીને તે ઊપર એતેકાદ રાખનાર છું, અને એ ભલી દીન ઊપર એટલો તો મારો વીસવાસ છે કે તેની બદગોઈ મારા શરીરના કે જીવના પ્યારને સારૂ સારી જીંદગી ભોગવવા સારૂ અથવા લાંબો વખત જીવવા સારૂ બદનની અંદરથી જીવ પણ જતો રહે તોપણ હું કરવાનો નથી."

(ગંજે શાએગાન ૧૩૭).

**વલી દીન ઊપર ચુસ્ત રેહેવાથી ઇજદો પણ આપણી ઊપર ખુશ રહે છે.**

એ વીશે દીનકર્દ કેતાબમાં આ પ્રમાણે લખ્યું છે :—

ઇઝહાંન શનાઇશનતર અસ્તોબાનીએ મઝ્ઝમ દીને મજદયસને વ કેરફેએ દામદાસ્તાર.

અર્થ :—ઇજદોને વધારે ખુશી ઉપજાવનારૂં માજદીયસ્નન દીન ઉપર મજબુત રેહેવાનું અને (લોકોને) સવાબકાર રાખવાનું છે.

(દીનકર્દ વોલ્યુમ ૧લું સવાલ ૫ મો).

પણ જે કોઈ માજદીયસ્નન દીન તરફ નાફરમાન થઇને તેને તજી દે છે અને બીજા ધર્મમાં જાય છે તેના કેવા બુરા હાલ થાય છે, તે નીચે પ્રમાણે છે :—

"જે કોઇ માજદીયસ્નન દીનને તજી દે છે, અને બીજા ધર્મમાં જાય છે તે માણસ મોતની શીક્ષાને લાયક થાય છે, અને જ્યારે તે મરી જાય છે ત્યારે તેનો આતમા ભય ભરેલી હાલતમાં આવી પડે છે."

( દાદેસ્તાને દીનીક ૪૧ ; ૩ ૫).

(૬). જો કોઇ માજદીયસ્નનનો એકીન નબલો પડી ગયો હોય અને બીજા ધર્મમાં જવા માગતો હોય તો દીન તરફ આપણી સેવા એ છે જે તેનો એકીન મજબુત કરવો, અને બીજા ધર્મમાં જતો અટકાવવો.

એમ કીધાથી શું ફાએદો થાય છે તે જુવો :—

"જે કોઈ માજદીયસ્નન પોતાનો દીન તજી દઈ બીજા દીનમાં જવા માગતો હોય, અને તેવા કામમાંથી જે કોઈ તેને અટકાવે, અને તેનું એકીન મજબુત કરે, ત્યારે તે માણસનો બદલો એ છે જે તે ઘણીજ ઊંચાઈએ ચઢેલો કેહેવાય છે, સઊથી સરસ હૈયાતીના રસ્તા ઊપર તે ચાલે છે,

તેના આત્માની ખુશાલી સંપુર્ણ થાય છે, તેની આશાઓ વધતી જાય છે; અને જે કંઈ સારાં કામો તે (પાછો ફરેલો) માણસ કરે છે તેનાં પુનો તેને લાગે છે."

(દાદેસ્તાને દીનીક ૪૨-૨).

(૭). દીનને લગતાં ભાષણો આપીને તેની કીરતી વધારવી; અને તેમ કીધાથી હોરમજદ કેટલો ખુશી થાય છે તેનો ખ્યાલ નીચલા ફકરા ઉપરથી માલમ પડશે. હોરમજદ જરથુસ્તને આ પ્રમાણે કહેછે :—

અએ જરથુસ્તા તે કલામો તારી જીંદગીના છેલા અંત સુધી અગરજો તું દુન્યામાં જાહેર કરે, તો હું, કે જે હોરમજદ છું, તે તારા રવાનને જેટલી આ જમીન છે તેની લંબાઇ અને પોહોલઇએ દોજખથી દુર લઈ જાંઉ."

(ઇજસ્ને ૭૧-૧૫).

તેથી ભણનારાઓ આ પ્રમાણે કહેછે:—

યથ ઈઝ વાચીમ નાશીમ યથવા સઅઓસ્કયંન્તો દખ્યુનાંમ સુયમ્ન વાચીમ બરેંન્તે બુયમ સઅઓસ્કયંતો...બુયામ અહુરહે મજદાઉ ફ્રીય વાઝીસ્ત અસતયો.

અર્થ :—જેથી કરીને દેશોના ફાયદા કરનારા તરીકે (દીનના) કલામોને પુરતી રીતે હમો પોંહચી શકીએ (બરાબર સમજયે) તથા કલામોનો ફાયદો મેળવીને તેનો ફેલાવો કરનારા હમો થઇએ....હોરમજદના સઉથી ચાલાક ચહવાયલા કાસદો હમો થઇએ.

(ઇજસ્ને ૭૦-૪).

ઉપલી મુખ્ય ફરજો આપણને માજદયસ્ન દીન તરફ બતલાવવાની છે; અને એમ કીધાથી તે આપણને આ

જહાંનમાં તથા આવતી જહાનમાં એક રોશનીવાલો રાહ દેખાડે છે. અને એ દીનની બુલંદી કેટલી છે તે વીશે આપણને નીચલા ફકરા ઉપરથી ખ્યાલ આવશે:—

"માજદીયસ્ન દીન તે ઉપર એકીન રાખનારના બંદને તોડી નાખે છે, જુઠું કાઢી નાખે છે, જાદુથી નીપજતાં મોતને કાપી નાખે છે....નહીં માફ થઇ શકે એવાં ગુનાહ ભરેલાં કાંમોને કાઢી નાખે છે; મુશકેલીથી અદા થઇ શકે એવાં કરજોને ફીટાડે છે....અશો માણસોના તમામ બદ વીચાર, બદ વચન અને બદ કામ કાઢી નાખે છે....ભલી માજદીયસ્ન દીન શીક્ષાને કાપી નાખે છે."

(વંદીદાદ ૩-૪૧; ૪૨. ૮-૨૯; ૩૦).

(૪). ઉપલી ત્રણ જાતની તાબેદારી કે જે આપણને આપણા પેદા કરનાર તરફ, પેગમબર તરફ તથા દીન તરફ બતલાવવી જોઈએ, તેઓનું વરણુન કીધા પછી આપણે જોઈએ કે આ દુન્યાને લગતી ફરજો આપણી શું છે. ઉપલી ત્રણ ફરજો ખસુસ કરીને આવતી જહાનના સુખને માટે છે. ગેતીને લગતી ફરજોમાં (temporal duties) આપણને સઊથી પહેલી તાબેદારી આપણાં માંબાપ તરફની છે. તે નીચે પ્રમાણેની છે:—

(૧). આપણા માબાપ તરફની આપણી ફરમાનબરદારી એ છે જે જ્યાં સુધી તેઓ હઈઆતીમાં હોય ત્યાં સુધી તેઓના ફરમાનને તાબે થઇ ચાલવું; કારણકે માબાપનો અને ઊસ્તાદનો હોકમ માનવો એ ઘણું માન ભરેલું છે. એ વીશે જુવો:—
મેમન ગેરામીત! પતીરસ્નેએ ફરમાને અબીતર વ અમીતર વ હેરબત.

અર્થ:—શું વધારે કીમતી છે? માબાપનો તથા ઊસ્તાદનો હોકમ કબુલ રાખવો.

( ગંજે શાએગાન ૧૨૦ ).

આદરબાદ મારેસપંદાન પણ આ પ્રમાણે કહે છે:—

દયેન અપુ વ અમે નફ્શમન તરસકાસ વ ન્યોખ્શીતાર વ ફ્રમાનબેરદાર યેહ્વુન્યા.

અર્થ:- પોતાના માબાપનો અદબ રાખનાર, તેઓના સુખન સાંભલનાર તથા તેઓના હોકમ મુજબ ચાલનારો થજે.

(અનદરજે આતરેપાત ૮૯).

(૨). માબાપની હયાતીમાં તેઓને દુખ ન દેવું. એ વીશે બુઝોરગમેહેર આ પ્રમાણે કહે છે:—

વમેન અપારશ્ને અપુ વ અમ વ સરદાર સખ્ત પારીઝીત અઇધ તાન તન દુસ્રોબન વ રૂબાન દરવંદ લા યહેવુનેત.

અર્થ:—અને તમારા માબાપ તથા માલેકને ઇજા દેવાથી ઘણી સંભાલ રાખજો કારણકે તમારી જાત બદનામીવાલી નહીં થાય અને તમારૂં રવાન ગુનેહગાર નહીં થાય.

(ગંજે શાએગાન ૧૫૧).

(૩). તેઓના ગુજરવા બાદ તેઓને યાદ કરતા રેહેવું અને તેઓના નામનું ભણતર કરાવવાનું જારી રાખવું. એ વીશે જુવો:—

અશોઓશો ઇધા અસ્તુ યસ્નાઇ અશાઊનામ ફ્રવશીબ્યો યાઊનો ઇસતાઊ ઊરવોઇબ્યો હયત પઓરવીમ તત ઊસતેમેમમચીત.

અર્થ:—અશો લોકોના ફ્રવશીઓ જે હમુને વાહલાં છે તેઓની સરૂઆતથી તે આખર સુધી ઇજશ્ને કરવાને તાબેદારી હોજો.

(ઇજશને ૫૬-૨).

(૫). ઊપલી ફરજો આપણુને આપણા માબાપ તરફ બતલાવવાની છે અને એ ઉપરાંત એના જેટલીજ અગત્યની ફરજો આપણને આપણા ઉસ્તાદ તરફ બતલાવવી જોઇએ કે જેઓ નીચે પ્રમાણેની છે:—

(૧). દરેકને પોતાના ઉસ્તાદ તરફ આ તાબેદારી બતલાવવાની પેહેલી અગત છે જે તેના સીખવવાની ઉપર ધ્યાન આપવું અને મેહનત લઇને જે ધર્મને લગતી અથવા દુન્યાદારીને લગતી કેળવણી (Religious or secular training) આપે તે શીખવી. એ વીશે આપણને આપણા પેગમબર તરફનું આ પ્રમાણેનું ફરમાન છે:—

"અશોઇથી તથા **નમનતાઇ**થી અક્કલના વધારાને માટે તે માંથ્રને અશોઇથી મજબુત પકડવાને માટે (ધ્યાનથી સીખવાને માટે) દીવસ અને રાતના પેહેલા અને છેલા ભાગમાં જ્યાં સુધી તે સીખી રહે ત્યાં સુધી તે જાથુક બેસે."

(વંદીદાદ ૪-૪૫).

(૨). તેઓના હોકમને તાબે થઇ ચાલવું. એ વીશે આપણને જોતી આ પ્રમાણે ઇજસ્નેમાં ભણુતો માલમ પડે છે :—

યા વરેનો કવા વીસ્તાસ્પા યા વરેના ફ્રશઓસ્ત્રા જામાસ્પા...... તા વરેનાચા તકએશાચા.

**અર્થ :**—જે તરીકાવાલો કયાની ગુસ્તાસ્પ હતો, અને જે તરીકાવાલા ફ્રસોસતર તથા જામાસ્પ હતા તે તરીકા તથા મજહબવાલો (હું પણ થાઉં).

(ઇજસ્ને ૧૨--૭).

હવે આપણે જાણ્યે છેએ કે ગુસ્તાસ્પ પાદશાહ તથા ફ્રસોસતર અને જામાસ્પ એઓ જરથુસ્તના તાબેદાર ચેલા હતા.

અને તેના હોકમ મુજબ ચાલનારા હતા, તેથી ભણનાર પણ તેઓની માફક પોતાના શીક્ષક તરફ તાબેદાર થવા ઇચ્છે છે.

(૬). ઉપલી મુખ્ય ફરજો આપણા શીક્ષક તરફ આપણને અખત્યાર કરવી જોઇએ.

હવે આપણને જાણવું જોઈએ કે આપણા માબાપ તથા ઉસ્તાદ તરફની ફરજો કે જે સઉથી નજદીકની ફરજો (nearest obligations) છે તે અદા કીધા બાદ આપણને એથી દુરની ફરજો (remoter obligations) પણ અધુરી રેહેવા નહીં દેવી જોઈએ. હવે એ ફરજો કોણ તરફ બતલાવવાની છે તે આપણે જોઇએ.

(૧). દરેક માણસને સજાવાર છે કે જે રાજમાં તે આસરો લે છે તેના રાજકરતાઓ તરફ વફાદારી (loyalty) બતલાવવી; કારણકે જે પ્રમાણે ખુદા સઘલી આલમનો શેહનશાહ છે, અને તેને તાબે થઇ દરેકને ચાલવાની ફરજ છે, તેજ પ્રમાણે એક રાજા અથવા રાજ કરનારી મંડલી (governing body) કે જે પણ ખુદાની મરજીથીજ ચોકસ દેશ ઉપર રૈયતને સંભાલવાને તથા સુલેહ રાખવાને મુકરર કરવામાં આવે છે, તે તરફ કોઇબી વખતે રાજદ્રોહ (disloyalty) અખત્યાર નહીં કરવો જોઇએ અથવા કોઇ જાતની બુરી ઇચ્છા (ill-feelings) નહીં બતલાવવી જોઇએ. એ વીચારથી ઉલટા ચાલીને ઇંગલંડના લોક એક વખતે જ્યારે પોતાના રાજકરતાઓ તરફ નાફરમાન નીવડયા હતા, ત્યારે સ્તુઅરત વંઉસના રાજાઓએ (Stuart Kings) પોતાનો એલાહી હક લોકોને સમજાવ્યો હતો કે તેઓ ખુદાની મરજીથી તેઓના રાજા હતા (by the Divine Right of Kings)

તેથી તેઓની સાંમે ફીતુર મચાવવું તદન ગુનાહ ભરેલું હતું.

પણ એ ઉપરથી એમ ન સમજવું કે જો કોઇ રાજા ઘણો જુલમગાર હોય તોપણ તેનો જુલમ ખમ્યા કરવો જોઇએ; પણ તેને સુધારવાને માટે રૈયતે તેને સલાહ આપવી અને એવાં કામમાંથી અટકાવવો. એ વીશે શેખ સઅદી આ પ્રમાણે બુસ્તાનમાં કહે છે:—

રઇયત ચું બીખ અસ્ત વ સુલતાન દરખ્ત
દરખ્ત અએ પેસર બાશદ અઝ બીખ સખ્ત.

અર્થ:—રૈયત મુલની માફક છે અને રાજા ઝાડની માફક છે.

અરે છોકરા! એક ઝાડ મુલથીજ મજબુત રહે છે.

એટલેકે એક રાજા રૈયતને હાથેજ (તેઓની સારી સલાહથી) મજબુત થઇ શકે છે.

(૨). આપણા રાજકરતા તરફ તાબેદારીથી ચાલવું જોઇએ. એ વીશે દીનકર્દમાં આ પ્રમાણે લખ્યું છે:—

પુરસીત અઇગ મેન કુનશનાને મરદુમ મેમન ગહાન સુતતર?
હુમના મેન કુનશનાને મરદુમ ગેહાન સુતતર અઇર્યએ દૈયન વલમને હુખુતાએ દહયોપતે દાતાના પલગાની ફરમાની ગેહાન વીનારસને.

અર્થ:—પુછયું કે આદમીઓનું કીયું કામ દુન્યાને ફાએદો પોંહોંચાડનારૂં છે? જાણવું કે આદમીઓના કામો મધેનું દુન્યાને ફાએદો પોંહોંચાડનારૂં કામ પોતાના ખુબી ભરેલા માલેક તથા ઈનસાફી તથા આલમને સુધારાને લગતું ફરમાન આપનાર **પાદશાહની તાબેદારીમાં**

રેહેવાનું છે.

(દીનકર્દ વોલમ ૧ સવાલ ૫).

વલી આદરબાદ મારેસપંદાન પોતાના દીકરા જરથુસ્તને આ પ્રમાણે સીખામણ આપે છે:—

દહયોપત ગબરા રા નફરીન અલ વાદુન્યા મેમન પવન શત્રે પાસપાન હુમંદ વન્યે.ક્ય વલ ગેહાનીગાન અનદાઝેત.

**અર્થ**:—પાદશાહને માટે બદ દુવા મા કરતો કારણ કે તે શેહેરની પાસબાની કરે છે અને રૈયતને સુખ આપવાનો વીચાર કરે છે.

( અંદર્ઝે આતરેપાત ૧૦૨ ).

(૭). ઉપલી ૬) જાતની ફરજો આપણે જોઇ ગયા કે ચોકસ બાબદો તરફ આપણને બતલાવવી જોઇએ; પણ એ શીવાય બીજી ફરજો બાકી રહી છે કે જે આપણને સામાન્ય રીતે અદા કરવી જોઇએ (duties in general). એવી જાતની ફરજો નીચે પ્રમાણે જણાવી છે:—

(૧). હમજાત અથવા પરજાત તરફ જુલમ નહીં કરવો તથા તેઓને ગરીબઈમાં દુખ ન દેવું.

એ વીશે જોતી ઈજશ્નેમાં આ પ્રમાણે ભણે છે:—

નોઇત અહમાત આ ઝયાનીમ નોઇતિ વીવાપેમ ક્તા માઝદયસ્નીશ અઓઈ વીસો૦ નોઇતિ અસ્તો નોઇત ઉસ્તાનહે ચીનમાની.

**અર્થ**:—હવે પછી મારા શરીરના કે મારા જાનના પ્યારમાં માજદીયસ્ન મોહલા તરફ નુકસાન તથા પાણીની તંગી પોહોંચાડવાને હું નહી ઉભો રહીશ.

(ઈજશ્ને ૧૨-૩).

વલી વઝોરગમેહેર આ પ્રમાણે પોતાની કેતાબમાં કહે છે:—

"કારણકે માણસોએ યાદ રાખવું કે પોતાના સુખના વખતમાં કોઈ પણ આદમી પર જુલમ નહીં ગુજારવો; કારણ

કે બીજાઓને હીણુનારા શખસો પોતે હીણાએલા, બદબખતીમાં આવેલા, અને બદ દુવા પામેલા થાયછે, અને તેઓને ત્યાં લાયક તથા હીંમતવાન ફરજંદો પેદા થતાં નથી."

(ગંજે શાએગાન ૧૪૮.)

(૨). જો કોઇ સંકટમાં આવી પડે તો તેમાંથી તેને બચાવવું.

એ વીશે ઇજશ્નેમાં આ પ્રમાણે કહેલું છે:—

"ચોરોથી અને લુટારાઓથી........માજદીયસ્નના મોહલ્લાઓને તથા મીલકતને હું સ્તુતીથી બચાઉં."

(ઇજશ્ને ૧૨-૨.)

(૩). જો કોઇ ગરીબ હોય અને આપણામાં શકતી હોય તો તેને કોઈ પણ રીતે મદદ કરવી; જેમકે તેને ધંધે રોજગારે લગાડી આપવું; યાતો પૈસાની સખાવત કરવી; યાતો પરણાવી આપવું; યાતો ખોરાક પુરો પાડી આપવો. કારણકે:—

મવન હુસ્રોબતર ? ઝક મવન ન્યોકય પવન અનસુતાઆન કરદન પવન દાતતર યખ્સુનેત.

અર્થ:—વધારે નેકનામીવાલો કોણ? જે કોઇ માણસોનું ભલું કરવાને ઘણું વાજબી ગણે તે.

(ગંજે શાએગાન ૭૩).

અને ઉપલી સખાવતી ફરજો અખ્તયાર કરવાને આપણી પવીત્ર કેતાબોમાં પણ લખી જણાવ્યું છે; તે નીચલા ફકરાઓ ઉપરથી માલમ પડશે.

(જરથુસ્ત પુછે છે,) "હાડમંદ દુન્યાના પેદા કરનાર અશો હોરમજદ! કીયો શખસ અસપંદારમદને પાંચમી વખત

ઘણોજ ખુશી કરે છે ?ત્યારે હોરમજદે જવાબ આપ્યો કે જે કોઇ અશો માણસને ધંધે રોજગારે લગાડે તે."

(વંદીદાદ ૩-૩૪).

"અગર જો હમદીનો પૈસા સોધતા આવે (એટલે પૈસાની મદદ માગે) તો તેઓને પૈસા આપવા અથવા બાયડી શોધતા આવે (એટલે પરણવા માગે) તો બાયડી સાથ પરણાવી આપવું."

(વંદીદાદ ૪-૪૪).

"કાયદો એ છે કે જો કોઈ સજાવાર માણસને જોઈતો ખોરાક તથા સંગ્રહ કરવા માટે વધતો પણ ખોરાક આપે, તો તે ખોરાકની શકતીથી જે કંઇ સારાં કામો કરી શકશે તેઓનું પુન તે ખોરાક આપનાર આદમીને લાગશે, જાણેકે પોતેજ તે સારાં કામો કીધાં હોય તેમ."

(શાયસ્ત-લા-શાયસ્ત ૧૨-૧૬).

વલી એટલું પણ યાદ રાખવું કે અસપંદારમદની એક ખાસ પેદાયશ પવીત્ર ઓરત છે; તેથી સ્ત્રીઓને પણ ઘટે છે કે પોતાના ખાવીંદ તરફ તાબેદારી તથા સત્યતા બતલાવવી જોઇએ, કારણ કે "ખાવંદની મરજી મુજબ ચાલનારી એક ઓરત આ દુન્યામાં તેને ઘણો ખુશી કરે છે."

(ગંજે શાએગાન ૭૬).

અને એવી ઓરતને અવસ્તામાં પણ વખાણેલી છે. જુવો:—

"વધારે નેક મનશની વાલી, નેક ગવશની વાલી, અને નેક કુનશની વાલી, પુરતી રીતે સીખેલી, પોતાના ખાવંદને તાબેદાર તથા સાચું બોલનારી નારી તથા જે અસપંદારમદ

અમશાસ્પંદના જેવી તથા ઓ હોરમજદ! તારા બે બીજા જે નારી–શીકલના ફરેસ્તા છે (અશી અને અર્દવી) તેઓના જેવા ગુણવાલી ઓરતને હમો વખાણીએ છૈએ."

(અઇવીશ્રુથ્રેમ ગેહ, અને વીસ્પરદ ૩–૪).

આ લાંબું પ્રકરણ હવે ખતમ થયું છે અને એ વધારે અગત્યનું છે, કારણ કે સપેન્ટ આર્મઇતિનો શું અર્થ આપણને સમજવો જોઈએ, અને એ શબ્દના અર્થમાં શું શું બોહલી ફરજો અને તાબેદારી સમાયલી છે તે આપણે પવીત્ર કેતાબોમાંથી જુદા જુદા ફકરાઓ ચુંટી કહાડીને સમજી શકયા છૈએ. હવે માણસોને ઘટે છે કે ઉપલી સઘલી ફરજો ધ્યાનમાં રાખીને જરથુસ્તના હોકમ મુજબ "રાત અને દીવસ તેઓને અદા કરવામાં તાબેદારીથી વલગી રેહવું જોઇએ."

(વંદીદાદ ૪–૧).

# ભાગ બીજો.

## બાબ ૧ લો.

**સ્પેન્ટ આર્મઇતિ એટલે ધરતી, તે કેમ પેદા થઈ, તેની ઉપર પેદાએશો કેમ થઇ, અને એ ધરતીનું ભવીષ્યમાં શું થશે, તેને લગતું વર્ણન.**

આ રસાલાના પેહેલા ભાગમાં વૃદ્ધિ કરનારી તાબે-દારી વીશે જે આપણને આપણી પાક કેતાબોમાંથી મલી આવે છે તે લખી જણાવ્યું છે. હવે સ્પેન્ટ આર્મઇતિનો બીજો અર્થ જે 'ધરતી' કરીને થાય છે તે બાબદ ઉપર આ ભાગ રચેલો છે.

જરથુસ્તે હોરમજદને પુછ્યું કે "અએ દુન્યાની વૃદ્ધિ કરનાર અશો હોરમજદ! આસમાનની આગમચ, **જમીનની આગમચ**, ગાય, ઢોર, ઓરવર, આતશ, દેવો, દુષ્ટ માણસોની તથા તમામ હાડમંદ તથા સારી બુન્યાદવાલી ચીજોની આગમચ તું બંદગીના કીયા કલામો ભણ્યો હતો?" ત્યારે હોરમજદે જવાબ આપ્યો કે "એ સઘ-લાઓની આગમચ હું હોનવરના પદ ભણ્યો હતો."

(યજસ્ને ૧૯ ૧, ૨, ૩, ૪).

એ ઉપરથી એવું જણાય છે કે ધરતી પેદા કરવાની આગમચ હોરમજદ કંઇ મંત્ર ભણ્યો હશે અને તેના જો-રથી સઘલી પેદાએશો ઉતપન થઈ હશે. એવોજ ઇશારો

આપણને ખ્રીસ્તીઓની બાઈબલ (The Bible) માંથી પણ મલી આવે છે.

The Earth and all the creations thereon were produced by *the Word of God.* એ ઉપરથી એવું જણાય છે કે આપણે જેને હોનવરના ભાગો કહીએ છીએ તે બાઇબલના the Word of God ને મલતા આવે છે.

હવે એટલું તો ખુલ્લું છે કે દુન્યા રચવાની અંદર સઉથી પેહેલી ધરતીજ (The Earth) પેદા થવી જોઇએ, અને બીજી ચીજો જેમકે પાણી, ઝાડપાન, પશુઓ, ઇત્યાદી, તે પાછલની પેદાએશો હોવી જોઇએ; કારણકે તેઓને ટેકાવનારી ચીજ ધરતી છે. અને એ સઘલી ચીજોને પેદા કરવામાં હોરમજદે કેટલો વખત લીધો હતો તે આપણને આફ્રીને ગહમબારમાંથી માલમ પડે છે. તેમાં આ પ્રમાણે છે:—

"હું કે જે હોરમજદ છું તેણે અમશાસપંદોની મદદથી ૪૫) દાહડામાં આસમાન પેદા કીધું; ૭૫) દાહડામાં ધર્તી; ૬૦) દાહડામાં પાણી; ૩૦ દાહડામાં ઝાડપાન; ૬૦ દાહડામાં પશુઓ; અને ૭૫) દહાડામાં માણસો."

બુનદેહેશમાં કહયું છે કે આ દુન્યાને માટે હોરમજદે નીચે પ્રમાણે ચીજો પેદા કીધી:—

પેહેલે આસમાન, પછી પાણી, પછી ધરતી, પછી ઝાડપાનો, પછી જાનવરો, પછી માણસો (બુનદેશ ૧–૨૮), પછી સેતારા, પછી ચંદ્ર, પછી સુર્ય (બુનદેશ ૨–૧). વલી એજ કેતાબમાં કહયું છે કે ધરતી ઉપરની સઘલી પેદાએશો "મેં (હોરમજદે)

૩૬૫, દાહડામાં એટલે જે ૬) ગહમબારોના અરસામાં પુરી કીધી."

(બુનદેહેશ ૨૫-૧).

ઉપલા ફકરામાં પેદાએશોનો જે અનુક્રમ (order of creation) આપયો છે અને તેઓને પેદા કરવાને કેટલો વખત લાગો હતો તે મોઝીઝ ની પેહેલી કેતાબ કે જેનું નામ 'જેનીસીસ' છે (The first Book of Moses, called the Genesis) તેની સાથે મલતો આવતો નથી. તે પેગમબર આ પ્રમાણે કહે છે કે ખુદાએ પેહેલે રોશની પેદા કીધી, પછી આસમાન, પછી ધરતી, પછી પાણી, પછી ઝાડપાન, પછી પશુ પક્ષીઓ, અને પછી માણસ; અને એ સઘલી ચીજો ૬) દીવસોમાં ખુદાએ પુરી કીધી.

(જુવો જેનીસીસ બાબ ૧).

આપણે ઉપર જોઇ ગયા કે ધરતી અને તેની ઉપરની ચીજો કેટલા વખતમાં હોરમજદે પેદા કીધી. હવે આપણે જોઇએ કે એ ચીજો કેમ પેદા થઇને વધી ગઈ. તેની બાબદ નીચે પ્રમાણે પેહેલવી કેતાબો ઉપરથી દરસાવી છે.

દરીયા:—જ્યારે અંગ્રમઇન્યુશની પેદાએશો આ દુન્યામાં વધી ગઈ ત્યારે તેઓનો નાશ કરવાને માટે તીસ્તરે ભારી વરસાદ વરસાવ્યો કે જેથી દરીયાઓ ઉતપન થયા.

(બુનદેહેશ ૭-૧૩).

બધા મલી ૩ મુખ્ય ખારા દરીયા છે અને ૨૩ નાના દરીઆ છે.

(બુનદેહેશ ૧૩-૬).

એ વાત બાઈબલમાં જે રેલને (The Deluge) લગતી છે તેને થોડી રીતે મલતી આવે છે.

પાહાડો:—જે વખતે અંગ્રમઇન્યુ દુનીઆમાં હુમલો લઈ ગયો ત્યારે તેના ઘસારાથી ધરતી હીલી અને હીલવાથી પાહાડો ઉગી નીકલ્યા. બધા મલી ૨,૨૪૪ પાહાડોની હાર છે.

( બુનદેહેશ ૧૨–૧ ).

ઝાડો:—જે વખતે હોરમજદના પેદા કીધેલા રોપાઓને અંગ્રમઇન્યુએ સુકવી નાખ્યા ત્યારે અમરદાદ અમશાસ્પંદે એ રોપાઓની ભુકી કરી તીશતરના વરસાદમાં ભેલી નાખી; અને જ્યારે તે વરસાદ ધરતી ઉપર પડયો ત્યારે જેમ માણસના માથા ઉપર બાલ ઉગી નીકલે છે, તેમ આખી ધરતી ઉપર ઝાડો ઉગી નીકલ્યાં કે જેઓની જાત ૧૦૦,૦૦૦ છે.

(બુનદેહેશ ૯–૨ ).

જાનવરો:—જ્યારે હોરમજદને હાથે પેદા કીધેલો ગાવયોદાદ હારેમનને હાથે મરણ પામ્યો ત્યારે તેના પસીનામાંથી ૫૫) જાતના જાનવરો પેદા થયાં, અને ત્યાર પછી તેઓની સંખ્યા વધતી ગઈ.

માણસો:—જ્યારે હોરમજદનો પેદા કીધેલો પેહેલો માણસ .ગયોમર્દ ગુજરી ગયો ત્યારે તેના તોખમો કે જે આ દુન્યામાં તે રાખી ગયો હતો તે સુરજની રોશનીથી તથા નેરીઓસંગ અને અસપંદારમદની સંભાલથી ૪૦) વરસ પછી એક ઝાડના આકારમાં ઉગી નીકલ્યાં કે જેમાંથી મશ્ય અને મશ્યાનનું જોડકું ઉતપન થયું, અને એ જોડકાંમાંથી માણસોની વસ્તી વધી ગઈ.

(બુનદેહેશ ૧૫-૧).

આ પ્રમાણે ધરતી પેદાએશોથી ભરપુર થઈ.

"દાદાર હોરમજદ જેણે જાનવર તથા અનાજ પેદા કીધાંચ

જેણે પાણીઓ તથા સારાં ઓરવરો પેદા કીધાંચ, જેણે રોશનીઓ તથા જમીન તથા તમામ ન્યામતો પેદા કીધીચ તેને હમો યાદ કરીએ છીએ."

(હજરને ૩૭-૧).

સઘલી પેદાએશોની વાત પુરી કીધા પછી આપણને જાણવાનું છે કે આ ધરતી તથા તે ઉપરની સઘલી પેદાએશોનો શું છેડો આવશે.

પેહેલવી અને અવસ્તા કેતાબોના લખાણ ઉપરથી આપણે એવું અનુમાન કરી શકીએ કે આ ધરતી કોઇબી દીવસે ફના થઈ શકશે નહીં; પણ પુશ્કલ લાંબો વખત જવા પછી અંગ્રમઇન્યુની સઘલી બુરાઇ તેમાંથી નાબુદ થશે કારણકે તે પોતે હોરમજદની સાથની હરીફાઈમાં હારસે અને પછી નાશ પામશે.

જ્યારે હોરમજદની સાંથે હારેમન પેહેલવેહેલાં લડાઈ કરવા લાગો ત્યારે હોરમજદે અગમબુદ્ધિ થી જાણ્યું કે ચોકસ વખત સુધી તેની પેદાયશો ઉપર એનું અંકરાસન ચાલશે; પણ પછી રસ્તાખીઝનો દાહડો આવશે જ્યારે તે તદન નાબુદ થશે. પણ હારેમનને પાછલબુદ્ધિથી પોતાનું ભવીષ્ય જણાયું નહી. વલી એને આ દુન્યામાં હરાવવાને માટે હોરમજદે અશો લોકોનાં ફરોહર (હોરમજદની પક્ષ પર ચાલનારાં માણસો)ને આ દુન્યામાં મોકલ્યાચ, કે જેઓ જ્યાં સુધી આ ખાકી શરીરમાં છે ત્યાં સુધી તેઓને હારેમનનો દોર તથા દુખ ખમવું પડે છે પણ તેથી તેઓ તેની પક્ષમાં ફરી જવાના નથી; અને જ્યારે સઘલાં ફરોહરો આએ દુન્યામાં મોતમંદ થઈને હોરમજદ આગલ ફતેમંદીથી પાછા મલશે ત્યારે રસ્તાખીઝ શરૂ થશે અને તે

વખતે અંગ્રમઇન્યુશ અને એની સઘલી બુરાઇ નાશ પામશે અને માણસોના ફરેોહર અહિંયાં તદન સંપૂર્ણ અને અમર્ગ થઇને હમેશાં અને હમેશાં રહેશે.

(ઉપલી વાતની સાબેતી વીશે જુઓ બુનદેહેશ ૨-૧૦, ૧૧; દાદેસ્તાને દીનીક ૧-૩; જમયાદ યસ્ત ૨).

ધરતીનું ભવીષ્યમાં સંપૂર્ણપણું તથા અમર્ગી નીચલા ફકરા ઉપરથી ખુલ્લી રીતે જણાઈ આવે છે:—

"અને ત્યારપછી (રસ્તાખીઝ પછી) હોરમજદની સર્વે પેદા કીધેલી ચીજોની હકુમત આવશે, તેઓ હમેશાં જીવનારા થશે, અને હારેમનની પેદાએશ નાશ પામશે."

(બુનદેહેશ ૧-૭).

"એની (હોરમજદની) મરજીથી રસ્તાખીજ થશે અને દુન્યા હમેશાં સુધી અમર્ગ રહેશે અને આ ધરતી બરફ વગરની અને ઢોલાણ વગરની (એટલે સપાટ) થશે."

(બુનદેહેશ ૩૦-૩૩).

"અને તે વખત (રસ્તાખીઝ) પછી હું કે જે હોરમજદ છું તે તદન ફતેહમંદ થઈશ અને બુરી શકતી મારી ઉપર કોઇબી રીતે ફાવી શકશે નહીં."

(દાદેસ્તાને દીનીક ૬-૩).

"અને આ ધરતી પેદા થઈ ત્યારથી તે રસ્તાખીઝના વખત સુધી માણસો વગરની હતીબી નહીં અને રેહેશેબી નહીં; અને તે વખત પછી માણસો ખાવાનું છોડી દેશે, અને ખોરાક વગર જીવી શકશે, અને તેઓના ફરજંદો જે જનમશે તેઓ અમર્ગ જનમશે."

(દાદેસ્તાને દીનીક ૩૫૨).

# બાબ ૨ જો.

## સ્પેંટ આર્મઇતિની એટલે જમીનની ખેતી કરવી તે માણસોની એક ફરજ છે. એ કામની અવસ્તામાં કેટલી વખાંણ કીધેલી છે, અને એથી શું ફાયદા થાય છે, તેની વીગત.

ગંજે શાએગાનનો કર્તા બુઝોરગમેહેર આપણને એમ શીખામણ આપે છે કે "દરેક માણસે પોતાની અક્કલથી આ પ્રમાણે સમજવું જોઇએ કે મારી માતા સ્પેંન્ટ આર્મઇતિ છે અને મારો બાપ હોરમજદ છે."

(ગંજે શાએગાન ૧૨૨).

એની મતલબ એ છે જે આપણી અંદર જીવ મુકનાર અને આપણને પેદા કરનાર હોરમજદ છે, અને આ દુન્યામાં આવ્યા પછી સ્પેંન્ટ આર્મઇતિ એટલે જમીન આપણી માતા જેવી થઈ પડે છે; કારણકે જેમ એક માતા પોતાના બચ્ચાંને પેટમાં ટેકાવી રાખે છે, અને તેને દુધથી જીવાડે છે તેમ જમીન આપણને પોતાની પોહલી છાતી (સપાટી) ઉપર ટેકાવી રાખે છે અને આપણને જીવતાં રાખવાને સઘલાં સાધનો પુરાં પાડે છે. એવોજ વીચાર અવસ્તામાં પણ દરશાવેલો છે. જુવોઃ—

સ્તોમી ઝાંમ પેરેથીમ પથનાંમ વેરેઝયંધ્રામ ખાપરાંમ બરેથ્રીમ તે હઓમ અશાઉમ.

**અર્થ:—અએ અશો હોમ! તારી બરદાસ્ત કરનારી માતા કે જે વીસ્તારવાલી, પોહોલી તથા ફલદ્રુપ જમીન છે તેને હું વખાણું છું.**

(ઇજશ્ને ૧૦-૪).

વલી શેકસપીઅર (Shakspeare) પણ જમીનને આપણી માતા જેવી સમજે છે. એ વીશે જુવો નીચલો ફ્કરો:—

The *earth*, that's Nature's *Mother*
.........................is her womb
And from her womb children of diverse kind
We sucking on her natural bosom find.

Romeo & Juliet, Act II. Sc. III.

જેમ ફરજંદોને પોતાની માતાની તાબેદારીથી સેવા કરવી ઘટારત છે, અને જ્યારે આપણ માણસોની માતા ધરતી છે, તો તેની સેવા પણ આપણને કરવી જોઇએ; એટલે જે તેને ખેડવી જોઇએ અને વસ્તીવાલી કરવી જોઇએ. એને લગતા દાખલા આપણને અવસ્તામાંથી પણ મલી આવે છે. જુવો:—

"જમશેદે આ જમીનને સોનેરી હળે કરીને ખેડી, આ પ્રમાણે બોલીને કે 'અએ પશુઓની, ઢોરોની, તથા માણસોની માતા! અએ પ્યારી સ્પેન્ટ આર્મઇતિ! લંબઈમાં તથા પોહલાઈમાં તું વધ."

(વંદીદાદ ૨-૧૦).

વલી જમીનની ખેતી કરવી તે હોરમજદને પણ પસંદ છે, અને અવસ્તા પ્રમાણે હોરમજદે પોતે જમશેદને આ પ્રમાણે કહયું હતું:—

યીમ સ્રીર વીવંઘન અંઘાઉ ઝેમો પાશનએઇબ્ય વીસ્પર ઝસ્ત અઐઇબ્ય વીખધ.

અર્થ:—અએ વીવંઘાંનના (છોકરા) સોહામણા જમશેદ! આ જમીનને તારી બે એડીઓથી ઉથલપાથલ કર અને તારા બે હાથે કરીને ખોદ.

(વંદીદાદ ૨-૩૧)

વલી હોરમજદ જરથુરતને આ પ્રમાણે કહે છે:—

"અએ સઉથી પવીત્ર જરથુસ્ત! જે માણસ જમીનને જમણી બાજુથી તે ડાબી બાજુ સુધી અને ડાબી બાજુથી તે જમણી બાજુ સુધી ખેડે તેને માટે તે જમીન જેમ એક પ્યારો શખસ પોતાની માશુક સાથ બીછાના ઉપર સુઇને ફાયદો મેલવે છે તેમ ફાયદો લઇ જાય છે." (એટલે કે જમીન ખેડવાથી તે આપણને આપણી મેહેનતનું ફલ આપે છે જેમકે અનાજ, ફલ, ઇત્યાદી).

(વંદીદાદ ૩-૨૫).

હવે જમીનની ખેતી કીધાથી શું ફાયદા થાય છે તે આપણે જોઈએ, અને એમ ન કીધાથી શું ગેરફાયદા થાય છે તે જોઇએ.

જે કોઇ જમીનને ખેડે છે તો તેને જમીન આ પ્રમાણે દુવા દે છે:—

"અએ માણસ તું કે જે મને ડાબી અને જમણી બાજુએથી ખોદે છે તેથી અહીંઆં દેશોને માટે હું વધારો કરીશ. અહીંઆં તારે માટે ફલ મેવો તથા અનાજ હું લઈ જઈશ."

(વંદીદાદ ૩–૨૬; ૨૭).

અને જે કોઈ જમીન ફલદ્રુપ બનાવવાને શકતીવાન હોય તોપણ તેમ તે ન કરે તો જમીન તેને આ પ્રમાણે શ્રાપ દે છે:—

"અએ માણસ તું કે જે મને ડાબી અને જમણી બાજુએથી નથી ખોદતો તેથી ખચીત તું ખોરાકને માટે બીજાને બારણે ભટકતો ફરજે, અને જે વાસી ખોરાક તેઓ તને આપે તે ખાજે."

(વંદીદાદ ૩-૨૮; ૨૯).

૬૩૭૨



એ ફકરા ઉપરથી માલમ પડે છે કે જે દેશમાં ખેડુતો મેહનત લઈને ખેતીવાડી કરે છે તે દેશમાં આબાદી હોય છે; પણ જ્યાં એમ નથી થતું ત્યાં અનાજની તાણ પડે છે. તેથી બુઝરગ-મેહેર આ પ્રમાણે કહેછે :—

"માણસોની એક ફરજ એ છે જે જમીનની ખેતી કરવી અને તેને ફલદ્રુપ બનાવવી અને તેમ કરવામાં તેઓએ એક તૃતીયાંસ વખત રોકવો જોઈએ."

(ગંજે શાએગાન ૧૨૪; ૧૨૬).

અને આદરબાદ બીન મારેસ્પંદ પણ પોતાના છોકરાને આ પ્રમાણે શીખામણ આપે છે :—

યત ખવાસ્તે યેહવુનેત નખાસ્ત મ્યા વર્ઝ વ જમીક વેશ ઝદુન.

અર્થ :—જો તારી પાસે પૈસા હોય તો પેહેલાં પાણી અને ખેતીની જમીન ખરીદ કરજે.

(અંનદરઝે આતરેપાત ૪૪).

જો માણસો ખેતી નહીં કરે તો અનાજ ઉતપન થાય નહીં અને અનાજ વીના આપણે મરણ પામીયે. એ વીશે અવસ્તામાં આ પ્રમાણે કહ્યું છે :—

ખાશય શ્રી વીસ્પો અંધુશ અસ્તવાઉ જીવઇતી, અખાશે ફ્રમહરયેઇતે.

અર્થ :—ખચીત (ખોરાક) ખાધાથી આખી હાડમંદ દુન્યા જીવેછે; નહીં ખાધાથી તે મરી જાય.

(વંદીદાદ ૩–૩૩).

અવસ્તાના પવીત્ર લખાણોમાં ખેડુતોને વારંવાર યાદ કરવામાં તથા વખાણવામાં આવ્યા છે, તે વીશે નીચલા ફકરા જુવો :—

મઝદસ્ને અમાં આશ્રમઇદે દએનયાઉ માજદીયસ્નોઇશ અથઉરનાંસચ રથ-એસતારેસ્ચ વાસ્ત્ર્યાંસચ ફ્શુયંનતો.

અર્થઃ—માજદીયસ્ન દીનના સઉથી ચઢતા મદદગારોને, અથોરનાનોને, પેહેલવાનોને તથા ખેડુતોને હમો યાદ કરીયે છૈયે.

(વીસ્પરદ ૩-૫).

જોતી રાસ્પીને એમ કહે છેઃ—

વાસ્ત્રીંમ ફ્શુયંનતેમ આસ્તાયા.

અર્થઃ—ખેડુતને તું (મનમાં) હાજર કર.

(વીસ્પરદ ૩ ૨).

નીવએધ્યેમી હંનકારયેમી હદ્દુશયેચ વાસ્ત્રવતો વાસ્ત્રો ફ્રેરેતહેચ ગવે હુધાઉવંહે ગઓધ્યેહેચ નરો અશઓનો.

અર્થઃ—ઘાસ ચારાથી ભરપુર મકાન રાખનારને, સારી પેદાયશવાલા ગાયઢોરોને માટે ઘાસ ચારો ઉતપન કરનાર અશો માણસને હું ઇજન કરૂં છું તથા આદરમાન આપું છું.

(વીસ્પરદ ૧-૯).

વલી ખેડુતોથી ઈજદો પણ ખુશી રહે છે અને તેઓને પોતાની સંભાલમાં રાખે છે; ખસુસ કરીને મેહેર ઈજદ એઓથી ઘણો ખુશી છે.

"મેહેર કે જે બોહળાં ખેતરવાલો છે, જે કામ કરતા ખેડુતોને દુખ દેતો નથી અને તેઓને જુલમગાર માણસોથી બચાવે છે અને જે ૧૦,૦૦૦ આંખોથી જુવે છે તેને હમો વખાણીએ છીએ."

(મેહેર યસ્ત ૧૪).

---

# બાબ ૩ જો.

## અવસ્તા પ્રમાણે કેઈ રૂતુઓ જમીનના પાકને માટે લાયક છે અને આખી જમીનના કીયા સાત ભાગો કરવામાં આવ્યા હતા તેની વીગત.

આપણી પાક અવસ્તામાં વરષના ૬) હીંગામો કરવામાં આવ્યા છે. તેઓના નામો નીચે પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| (૧) મઇધ્યોઝરેમ. | (૨) મઇધ્યોશેમ. |
| (૩) પઇતીશહહેય. | (૪) અયાથ્રેમ. |
| (૫) મઇધ્યાઇર્ય. | (૬) હમ્સપથમઇદેય. |

આ ઉપલા ૬ ગાહમબારમાંથી નીચલા બે ગાહમબારો જમીનના પાકને માટે લાયક ગણાય છે અને તેઓને ઇજશ્નેમાં વારંવાર યાદ કરવામાં આવે છે.

(૧). મઇધ્યોઝરેમ. એ ગાહમબાર અરદીબેહેશ્ત મહીનાના ખોરશેદ રોજથી શરૂ થાય છે અને દેપમેહેર રોજે આખેર થાય છે. એ બોલનો અર્થ મધ્યમ અથવા ભર વસંત રૂતુ થાએ છે અને એ વખતના અરસામાં ઝાડપાનમાં પુર લીલોત્રી હોય છે.

(૨). મઇધ્યોશેમ. એ ગાહમબાર તીર મહીનાના ખોરશેદ રોજથી તે દેપમેહેર રોજ સુધીનો છે. એ બોલનો અર્થ પુર ગરમી થાય છે, અને એ વખતે ખેતરો અનાજથી ભરપુર રહેલાં હોય છે.

"આ જોર અને બરસ્મે કરીને ગાહમબારો જે અશોઈના હીંગામો છે તેને ઇજશ્નેમાં હું યાદ કરૂં છું. **જમીનને તાઝગી આપનાર** અશો મઇધ્યોઝરેમને તથા **અનાજથી**

**ભરપુર કરનાર અશો મઇધ્યોશેમને ઇજશ્નેમાં યાદ કરૂં છું.**
(ઇજિશ્ને ૧-૯; ૨-૯; ૩—૧૧; ૪-૧૪; ઇત્યાદી. વીસ્પરદ ૨-૨).

આખી જમીનને અવસ્તા જમાનામાં ૭ ભાગોમાં વેહેંચી નાખવામાં આવી હતી અને એ દરેક ભાગને એક કેરેશ્વર અથવા કર્શવરે કેહતા હતા અને આખી ધરતીને માટે "હફ્ત કર્શવહરે ઝાંમ" એ વાક્ય વારંવાર વપરાયલો છે. એ સાત કેર્શવરોના નામો નીચે પ્રમાણે છેઃ—

૧. અરેઝહી. ૨. સવહી. ૩. ફ્રદધફ્શુ. ૪. વીદધફ્શુ.
૫. વોઉરૂબરેસ્તી. ૬. વોઉરૂજરેસ્તી. ૭. ખનીરથ.

એ સઘલાં કેશવરોમાં ખનીરથ સઉથી મોહેટું અને દોલતવાલું ગણાતું હતું કારણકે તે પૃથ્વીનો વચલો ખંડ (central region) છે, અને ઈરાન અને ઈરાનીઓની જુદી જુદી જગાઓ એમાં સમાયલી હતી.

પૃથ્વીનો આકાર ગોળ હોવાને લીધે ૩॥) કેશવરો ઉપર સૂરજની રોશની પ્રકાશે છે; એથી કરીને ૩॥) કેશવરો ઉપર રાત અને દીવસ વારાફરતી થાય છે. વલી એવું પણ સમજવામાં આવતું હતું કે સઘળાં કેશવરો તરફ આવાં અરદવીસુરનું પાણી ફરી વલેલું છે. એ વીશે જુવોઃ—

"આ મારી અરદવીસુરનું અલબુર્ઝ પાહાડમાંથી વેહતું પાણી સાતો કેશવર તરફ ફરી વળે છે અને તેઓને માટે શિઆળામાં તથા ઉનાળામાં એક સરખી રીતે પાણી લઈ જાય છે."

(આવાં યશ્ત ૧).

**વલી એજ બાબદના ઇશારા વીશે જુઓઃ—**

(દાદેસ્તાને દીનીક ૯૨-૫).

# બાબ ૪ થો.

## જો કોઈ જમીનનો ભાગ અપવીત્ર થયો હોય તો તેને કેમ પવીત્ર કરી ઉપયોગમાં લેવો તે વીશેની વીગત.

( ૧ ). જો કોઇ જમીનમાં અનાજ વાવ્યો હોય અને તે ઉપર નસો પડે તો શું કરવું ?

જો કોઈ માણસ અનાજથી વાવેલાં ખેતરને બે ત્રણ વાર પાણી સીપે, અને પછી જો કોઈ કુતરૂં, કોહલું, અથવા વરૂ તેની ઉપર નસો નાખી જાય, તો તે ખેતરને તદન રદ નહીં કરવું, પણ બીજી વાર પાણી સીપીને તે જમીનને પાછી પાક કરવી અને પછી અનાજને ઉપયોગમાં લેવો.

( વંદીદાદ ૫–૭; શાયસ્ત–લા–શાયસ્ત ૨–૬૨ ).

( ૨ ). જો કોઈ જમીનની સપાટી ઉપર મુરદું લાંબો વખત પડીને કોહયા કરતું હોય તો તેને કેમ પાક કરવી?

તે નસાને કાહડી નાખવો, તથા તે જમીનને હાડકાંઓથી બાલથી તથા નખથી આસપાસ જોવી જોઇએ ( એટલે કે જો એ ચીજો જમીન પર રહી ગઈ હોય તો તેઓને બારીકીથી તપાસીને કાઢી નાખવી જોઇએ ).

( વંદીદાદ ૭; ૪૭-૪૮ ).

અને પછી પાણીએ કરી નીચલા શબ્દો ભણતા જઈને પવીત્ર કરવી:—

ઇમાંમ આઅત ઝાંમ ગેનાબીશ હથા યઝમઇદે.

( વંદીદાદ ૧૧-૫; ઇજશ્ને ૩૮–૧ ).

( ૨ ). જો કોઈ જમીનનો ભાગ બીજા સાથ જોડાયલો હોય અને તે ભાગ રીમન થાય તો શું કરવું ?

જ્યારે એક પથરવાલી જમીનનો ભાગ બીજી જમીન સાથ જોડાઈ ગયો હોય અને તે ભાગ ઉપર જો કોઈ મરણ પામે તો તેટલો જમીનનો ભાગ રીમન થાય; પણ એક વરસ સુધી રેહેવા દીધા પછી તે સાફ થાય, અને ત્યાર પછી તેને ધોઇને ઉપ્યોગમાં લેવઇ શકાય.

( શાયસ્ત–લા–શાયસ્ત ૨–૧૫ ).

( ૪ ). જે જમીનની અંદર કુતરાં તથા માણસો દટાયલાં હોય તો તે કેમ ઉપ્યોગમાં લેવી ?

જે જમીનમાં કુતરાં તથા માણસો દટાયલાં હોય તે જમીનને માજદીયસ્નો ૫૦ ) વરસ સુધી મુદલજ ખેડે નહીં પણ તે વખત થઈ ગયા પછી તેને ઉપયોગમાં લાવે.

( વંદીદાદ ૭–૪૭, ૪૮ ).

( એમ કરવાની મતલબ એ દીસે છે જે ૫૦ વર્ષમાં દટાયલાં મુરદાંઓ સુરજની અને જમીનની અંદરની ગરમીથી તદન બળીને માટી થઈ જાય છે; અને ત્યાર પછી જે અનાજ રોપવામાં આવે છે તેમાં તે નસાઓની અસર કંઈ પણ રેહતી નથી. પણ જો નસાઓ તાજા હોય અને તે જમીન ઉપર પાણી સીપીને અનાજ ઉપ્યોગમાં લઇએ તો બેવડો ગુનાહ થાય છે. એક તો નસા આગલ પાણી લઇ જવાનો અને બીજો નસો ખાવાનો ; કારણ કે જે અનાજ તે જમીનમાંથી બહાર કાઢવામાં આવે છે તેમાં નસાની અસર રહી જાય છે).

# બાબ ૫ મો.

## ધરતીને જાહેર રીતે દેખાતી કઇ ચીજો (visible objects) ફલદ્રુપ બનાવેછે તથા તેની આબાદી વધારે છે તેનું વર્ણન.

(૧). વરસાદ. એટલું તો આપણે જાણીએ છૈએ કે વરસાદ આવ્યાથી ઝાડપાનને લીલોતરી આવે છે, અને જમીનનો કસ વધવાથી તે ઝાડપાનોમાં ફરવા માંડે છે; અને તે રસ (Sap) ના ફરવાથી નવાં ફલો તથા ફુલો ફુટી નીકલે છે.

વીવારેંન્તી વીવારહુ; નવ આફ્શ, નવ ઝાઉ, નવ ઉરવરાઉ, નવ બએશઝાઉ નવત બએશઝકેશ.

અર્થ:—વરસાદની જગયામાં વરસાદ વરસે છે, તેથી નવું પાણી, નવી જમીન, નવાં ઝાડો, નવા તંદરોસ્તી આપનારા (રોપાઓ) તથા નવી ખેતી થાય છે.

(વંદીદાદ ૨૧-૩).

(૨). દરીઆ; નદીઓ. જમીનની આબાદીને માટે તેઓ ઘણા અગત્યના છે; કારણકે ઉનાલામાં દરીઆનું પાણી ઉકળેછે અને બાફના આકારમાં ઉંચે ચઢે છે; જે બફ આકાશપરની થંડી હવાને લીધે બંધઈ જાય છે અને તેનાં વાદલાંઓ બને છે; અને જયારે તેઓ એક બીજા સાથ અથડે છે ત્યારે વરસાદના આકારમાં નીચે પડે છે.

જરથુસ્ત વોઉરૂકશ દરીઆને આ પ્રમાણે કહે છે:—

"અએ વોઉરૂકશના દરીઆ! તું ઉઠ. તારૂં પાણી એકઠું કરીને વાદલની જગા તરપ મોકલ, અને પછી જમીન તરફ તે પાણી સીપ."

(વંદીદાદ ૨૧-૪).

ઉપર જણાવેલાં પાણીઓ જમીનને આબાદ કરનાર હોવાને લીધે તેઓની અવસ્તામાં ઘણી વખાણ કીધેલી છે. એ વીશે જુઓ નીચલો ફકરો:—

અપો અત યઝમઇદે મઐકઇનતીશચા હેઅ્વઇનિતીશચા ફ્રવઝંઘો. અહુરાનીશ અહુર્યો હવપંઘાઉ હુપેરેથ્વાઉશચ વાઉ હવોગઝથાઉસચ હુસ્ના થ્રાઉસચા ઉબોઇબ્યો અહુબ્યા ચગેમા.

**અર્થ**:—ટીપાતાં (વરસાદનાં), એકઠાં થતાં (દરીઆનાં), તથા આગલ વેહેતાં (નદીનાં) પાણીઓને હમો વખાણીએ છીએ. અએ હોરમજદનાં (તથા) હોરમજદને લગતાં પાણીઓ! તમુને ખુબીવતાં, બોહલાં, સારી પેઠે વેહેતાં તથા દુન્યાને માટે પાક કરનારાં ગણીએ છીએ.

(ઇજસ્ને ૩૮-૩.)

(૩.) સૂર્ય. આપણે વિદ્યાની રીત પ્રમાણે (Scientifically) જાણીએ છૈએ કે સુરજના તડકાંથીજ સઘલાં માણસો અને ઝાડપાનો જીવી શકે છે. માણસોને જીવવાને માટે પ્રાણ વાયુ (oxygen) ની જરૂર છે અને ઝાડપાનને માટે 'કારબોનીક એસીડ' નામની હવાની જરૂર છે (carbonic acid gas). માણસો દમમાંથી જે કારબોનીક એસીડ ગેસ બાહાર કાઢે છે તે ઝાડપાનો ચુસી લે છે અને સુરજનાં તડકાંની મદદથી તેનાં મુળતત્વ (elements) કારબોન અને પ્રાણવાયુમાં વેંહેંચી નાખે છે, જેમાંની કારબોન પોતાના ખોરાક માટે રહેવા દે છે, અને આપણને જીવાડવાને માટે પ્રાણવાયુ પાછો આપે છે. એ બાબદ વીશેનો જુવો નીચલો ફકરો:—

"The delicate surface of the green leaves absorbs the Carbonic Acid Gas and parts it into its elements Carbon and Oxygen; retaining the Carbon to make

woody fibres and returning as the Oxygen to be inhaled by our lungs once more. Thus we feed the plants and the plants feed us; while *the great life-giving sun feeds us both.*"

(Revd. Charles Kingsley.—"Health & Education").

એ ઉપરથી માલમ પડે છે કે જો સૂર્ય નહીં ઉગે તો ઝાડપાનો તથા માણસોનો નાશ થઇ જાય અને તેઓનો કોઇબી રીતે બચાવ નહીં થઇ શકે. એ બાબદને લગતો ઇશારો આપણને અવસ્તામાંથી પણ માલમ પડે છે.

યેધી ઝી હ્વરે નોઇત ઉઝઉખશ્યેઇતી અધ દએવ વીસ્પાઉ મશ્યેનચીંન્ટી યાઉ હેંન્ટી હપ્ત કરશ્વોહ્વ. નવચીશ મઇન્યવ યઝત અંધવ અસ્તવઇતી, નોઇત પઇતીશતાંમ વીધેંન્તી.

અર્થઃ—જો સુરજ નહીં ઉગે તો હફ્ત કેશવર ઉપરની સઘલી ચીજોનો દેવો નાશ કરી નાખે અને હાડમંદ દુન્યામાં કોઇબી મીનો ઈજદ બચાવ કરવા પામે નહીં.

( ખુરશેદ યસ્ત ).

"જયારે સુર્ય ઉગે છે ત્યારે હોરમજદની પેદા કીધેલી જમીન પાક થાય છે. વેહેતાં પાણીઓ, ઝરાનાં, કુવાનાં, અને દરીઆનાં પાણીઓ પવીત્ર થાય છે, અને સપેનામીનોની સઘલી પેદાયશો પાક થાય છે.

( ખુરશેદ ન્યાએશ ).

" મીથ્ર ( સુરજ ) કે જે પાણીઓને વેહેવાડે છે, ઝાડોને ઉગાડે છે અને ખેતીને મદદ કરે છે તેને અમો વખાણીએ છીએ."

( મેહેર યસ્ત ૧૫ ).

(૪) ચંદ્રમા. આપણે રસાયણની વિદ્યાથી (Scientifically) જાણીએ છીએ કે જયારે માહતાબની રોશની પુર પ્ર-

કાશે છે અને હવા તદન શાંત હોય છે ત્યારે હવામાનું પાણી દવના આકારમાં જમીન ઉપર પડે છે કે જેથી કરીને રોપાઓ જમીનમાંથી ફુટી નીકલે છે. એ વીશે જુવોઃ—

આઅત યત માઓંઘહે રોખ્શની તાપઅયેઇતી મીસ્તી ઉર્વરનાંમ ઝઇરી ગઓનનાંમ ઝરમએમ પઇતી ઝેમાત ઉઝઉખ્શયેઇતી.

અર્થઃ—જ્યારે માહતાબની રોશની પ્રકાશે છે, ત્યારે દવની મારફતે લીલા રંગના રોપાઓ જમીન ઉપર ફુટી નીકલે છે.

( માહબોખતાર યશ્ત. )

યઝાઈ માઓંઘેમ...અફ્નંઘંનતેમ તફ્નઘનતેમ...ઝઇરીમ્યાવનતેમ.

અર્થઃ—પાણીવાલા ગરમીવાલા ( અને ) **લીલોતરીવાલા** માહતાબને હું ઇજ્જું.

( માહબોખતાર ન્યાએશ ).

( ૫ ). પાણીના તોખમ રાખનારા સેતારાઓઃ—

અવસ્તાના લખાણ પ્રમાણે કેટલાએક સેતારા એવા છે કે જે દરીઆના પાણીને બાફના આકારમાં ઉંચે ખેંચવાની શકતી ધરાવે છે. તેઓમાં મુખ્ય કરીને લુબ્ધક નામનો સેતારો છે કે જેને અંગ્રેજી ભાષામાં (Dog-star) કરીને કહે છે, અને અવસ્તામાં 'તીશતર' કરીને કહેલો છે. એ સેતારો દરીઆના પાણીને કેમ ખેંચે છે અને વરસાદ કેમ વરસાવે છે તેના બારીક હેવાલને માટે જુવો દાદેસ્તાને દીનીક ૯૩; ફકરા ૨થી ૧૦. વલી જ્યારે એ સેતારાની બંદગી કરવામાં આવેછે ત્યારે તે વરસાદ વરસાવે છે અને આ પ્રમાણે કહે છેઃ—

ઉસ્ત આપો ઉર્વરાઉસ્ચ ઉસ્ત દેઅને માજદયસ્ને ઉસ્ત આ બવાત દંઘવો ઉસ વો અપાંમ અઘવો અપઇતી એરેતાઉ જસાઓનતી. અશ

દાનુનામચ યવનામ કસુ દાનુનામચ વાસ્ત્રનામ ગએથનામચ અસ્ત-વઇતીનામ.

**અર્થ**:—અએ પાણીઓ, ઝાડો, માજદીયસ્ન ધર્મ તથા કેશ્વરો! તમે ખુશી થાઓ તમો તરફ પાણીના ઝરાઓ પુશ્કલ દાણાને માટે, અનાજને માટે, ઝીણા દાણાને માટે, ઘાસ ચારાને માટે, તથા હાડમંદ દુન્યાને માટે કંઇ પણ અટકાવ વગર આવશે.

( તીર યશ્ત. ૬ ).

વલી તીશ્તરના જેવો 'સતવયસ' નામનો પણ બીજો સેતારો છે કે જે વરસાદ વરસાવીને ધરતીને આબાદ કરે છે એ વીશે આપણને ફ્રરવરદીન યશ્તના ૧૧ મા કરદામાંથી જણાયલું છે.

ઉપલા લખાણ પરથી આપણે જોયું કે કઇ કઇ ચીજો ધર્તીને ફ્લદ્રુપ તથા આબાદ બનાવે છે, અને ખુરશેદ માહતાબ તથા સેતારાઓમાંના દરેક ધર્તીને આ પ્રમાણે કહે છે:—

"હું તાહરા વધારાને વધારે પાક કરીશ; તારા શરીરને પાક. કરીશ; હું તુંને **પુત્રવાલી** તથા **દુધવાલી** કરીશ; હું તુંને ઇચ્છાવાલી **માવાવાલી** તથા ફ્રરજંદવાલી કરીશ."

( વંદીદાદ ૨૧-૯; ૭; ૧૦; ૧૧-૧૪; ૧૫ ).

---

## બાબ ૬ ઠો.

## આ ધરતીને કઈ મીનોઈ શકતીઓ (Invisible Beings) બચાવી રાખે છે તથા તેની આબાદી કરે છે તેનું વર્ણન.

(૧). દાદાર હોરમજદ. એ વીશે આપણને વારંવાર

ફ્કરાઓ મલે છે; કારણકે જ્યારે જરથુશ્ત હોરમજદને કંઇ-બી સવાલો પુછે છે ત્યારે આ પ્રમાણે શરૂ કરે છે:—

અહુર મઝદ મઇન્યો સ્પેનીસ્ત દાતરે ગએથનાંમ અસ્તવઇતીનાંમ અશાઉમ.

અર્થ:—ઓ મીનો, તથા હાડમંદ દુન્યાના ઘણાજ વૃદ્ધિ કરનાર અશો પેદા કરનાર હોરમજદ!

( ઇજસ્ને ૧૯-૧ ).

(૨). ફ્રોહરો. દુન્યાનો બચાવ કરવાને માટે ફ્રોહરો ઘણાજ અગત્યના છે. એ વીશે હોરમજદ પોતે આ પ્રમાણે કહે છે:—

"તેઓના ચલકાટ અને દબદબાને લીધે ઓ જરથુસ્ત! આ જમીન જે મેં પેદા કીધી છે, અને જે પોહલી, પુશ્કલ જથો રાખનાર છે, અને જે જીવતાં તથા મુવેલાંઓને રાખે છે અને જે ઉંચા પાહડો, ખેતરો, અને પાણીઓ પોતામાં સમાવે છે તેને હું ટેકાવી રાખું છું; અને જો તેઓ મને મદદ નહીં આપે તો આ ધરતી પર માણસો અને ઢોરો હસ્તીમાં રહીં શકે નહીં, અને દરૂજોનું જોર વંધી જાય."

( ફ્રવરદીન યસ્ત ૧ ).

અહમ્ય રઅઓથરે બરેસમનચ અશઅઓનાંમ વંઘુહીશ શુરાઉ સ્પેંન્તાઉ ફ્રવશયો આયેશે યેસ્તી.

અર્થ:—આ જોર અને બરસમથી અશો લોકોનાં શુરાં ભલાં તથા દુન્યાની આબાદી કરનારાં ફ્રોહરોને ઇજનેશ્માં હું ઈજું છું.

(ઇજસ્ને ૨-૧૬; ૨-૧૭;૬-૧૯ ઇત્યાદી).

આયેસી ફ્રવશયો યાઉ અસમનેમ વીધારઅયેન, યાઉ આપો વીધારઅયેન, યાઉ ઝાંમ વીધારઅયેન, યાઉ ગાંમ વીધારઅયેન, યાઉ બરેથ્રીસ્વ પુથ્રે વીધારઅયેન.

**અર્થ :—આ ફ્રેહરો કે જેઓ આસમાનને, પાણીને, જમીનને, ગોસપંદોને અને માતાના પેટમાં બચ્ચાંને ટકાવી રાખે છે તેઓને હું ઈજું છું.**

(ઈજશ્ને ૨૩–૧).

(૩). અમશાસ્પંદો. એ શબ્દ ઝંદમાં 'અમેશા સ્પેન્તા' લખવામાં આવે છે, અને તેનો અર્થ 'અમર્ગ વૃદ્ધિ કરનારા થાય છે.

સ્પેનિસ્તેહે અવાંન અમેશાઉ સ્પેંન્ત અવી હપ્તો કર્શવહરીમ ઝાંમ.

**અર્થઃ**—સઉથી વૃદ્ધિ કરનારના (એટલે હોરમજદના) અમશાસ્પંદો હફ્ત કેશ્વર જમીન ઉપર જાય છે.

(સરોશ હાદોખ્ત ૩).

(૪). સરોશ ઇજદ. "દુન્યાની વૃદ્ધિ કરનાર" તથા પવીત્ર અશો સરોશ ઇજદ જે અશોઇનો સરદાર છે તેને હમો ઇજીએ છીએ. જે સરોશ ઈજદ ઉંઘાયા વગર જાગ્રતપણાથી હોરમજદની પેદાએશોનું રક્ષણ કરે છે, જે બામદાદના ઝઝકલાંના વખતથી તમામ હાડમંદ દુન્યાને ઉંચે ધરેલાં હથીઆરે બચાવી રાખે છે.

(ઇજશ્ને ૫૭–૧૫, ૧૬ ; સરોશ હાદોખ્ત ૨ ; સરોશ વડી ૭).

(૫). બેહેરાંમ ઈજદ.

**જે પ્રમાણે પાણીથી ભરેલાં મોહોટાં વાદલાં પાહડોને ઢાંકે છે તેજ પ્રમાણે બેહેરામ ઈજદ આ દુન્યાને હથીઆરોની મારફતે ફીરતીથી આસપાસ ઢાંકે છે.**

(બેહેરામ યશ્ત ૧૫).

(૬). આસ્તાદ ઈજદ.

અહમય ઝઓથરે બરેસમનચ અર્શતાતેમ ફ્રાદત ગએથાંમ વરેદત ગએથાંમ આચેસે ચેસ્તી.

**અર્થઃ—આ જોર અને બરસમે કરીને દુન્યાની આબાદી કરનાર તથા વૃદ્ધિ કરનાર આસતાદ ઈજદને ઇજશ્નેમાં હું ઈજું છું.**

(ઇજિશ્ને ૨–૭; ૩–૯; રશ્ને યશ્ત ૧, ઈત્યાદી).

(૭). હોમ ઈજદ.

હઓમેમ ફ્રાશમીમ ફ્રાદતગએથેમ યઝમઇદે.

**અર્થઃ—દુનીઆની વૃદ્ધિકરનાર તથા તેને આગલ વધારનાર હોમ ઈજદને હમો ઈજીએ છીએ.**

(ઇજશ્ને ૧૦–૨૧; ૪૨–૫; હોમ યશ્ત ઇયાદી ).

(૮). ગેતીને લગતા ઈજદો. એ વીશે આપણને પેહેલવી કેતાબમાંથી નીચે પ્રમાણે ફકરો મલી આવે છે :—

" વલી એટલું જાણવું કે ખુદાના હોકમથી જુદી જુદી વખતે દુન્યા ઉપર જે હલાકી પોંહોંચે તેને દફે કરવાને માટે ઈજદો મુકરર કીધેલા છે; અને જે પ્રમાણે એક વઇદ માદાં શરીરનું દુખ દફે કરી સાજું કરે છે તેમ દુન્યા ઉપર આવતી ધાતને માટે તે ઈજદો વાકિફ થઈને તેને એટલી તો જોરથી દાબી દે છે કે તે પાછી ઉભી થઈ શકતી નથી. "

(દીનકર્દ સવાલ ૧૪, વાલમ ૧).

---

# ભાગ ત્રીજો.

## બાબ ૧ લો.

### અસફંદારમદ આમશાસ્પંદના કીયા હમકારો છે અને તેઓની સામે કઈ બુરી શકતીઓ છે તેની વીગત.

આ રસાલાનો બીજો ભાગ કે જે ધરતીને લગતી બાબદ ઉપર લખવામાં આવ્યો છે તે ખતમ કીધા પછી આપણે ત્રીજા તેમજ છેલ્લા ભાગ વીશે લખી જણાવ્યે. એ આખો ભાગ અસફ્નદારમદ અમશાસ્પંદને લગતી બાબદ ઉપર રચેલો છે. આ બાબમાં એ અમશાસ્પંદના સાથીઓ તથા હમકારો કોણ હોવા જોઇએ તે સાબેત કરી આપ્યું છે.

સ્પેંન્ટ આર્મઇતિનો અર્થ તાબેદારી થાય છે; અને તે માણસોએ કેમ અખત્યાર કરવી જોઈએ તે આપણે પુરતી રીતે ઉપર સમજી ગયા (ભાગ ૧ લો બાબ ૩ જો). અને એ ઉપરથી એટલું તો સાબેત થઇ શકે છે કે જે કોઇ માણસ આ દુન્યામાં ખરી તાબેદારીથી ચાલવા માગતો હોય અને પોતાની ફરજો શું છે તે જાણવા માગતો હોય તો તેને ઘટારત છે કે પોતાનો ધરમ સીખવો; કારણ કે તેમાંથીજ તે નીતિના કાયદાઓ (moral laws and obligations) શીખે છે, અને એક પેગમબર ધરમની રીતથી જે શીખામણો આપે છે તે કોઇબી બીજા સંસારીક ફીલસુફ (profane philosopher) ની કરતાં ઘણી ઊંચી પ્રકારની હોય છે.

એ ઉપરથી એવું માલમ પડે છે કે જ્યાં ધર્મ હોય ત્યાંજ ખરી તાબેદારી પણ હોય; એટલે કે ફરજ અને દીન એક બીજા સાથ જોડાયલાં છે.

દુન્યાની આબાદી કરનાર, દુન્યાની વૃદ્ધિ કરનાર અને દુન્યાનો ફાયદો કરનાર **સભ્યતા જે ભલી માજદીયસ્ન દીન છે તેને હમો વખાણીએ છીએ.**

( વીસ્પરદ, ૭–૨ ).

એ ઉપરથી સાબેત થયું કે દીન ઇજદ અને અસફંનદારમદ અમશાસ્પંદ એક બીજાના સાથીઓ છે.

વલી દીન હોય ત્યાં તેને લગતા માંથ્રવાની કલામો પણ હોવા જોઇએ કારણ કે તે માંથ્રવાણી કલામો ભણ્યાથીજ એક માણસ ખરો દીનદાર કેહેવાય છે, અને તે વૃદ્ધિ કરનાર કલામોને અવસ્તામાં માંથ્ર સ્પેંન્ટ કેહેવામાં આવ્યા છે, અને માંથ્ર સ્પેંન્ટ ઉપરના મુવકેલ ફરેસ્તાને આપણે મારેસ્પંન્દ કરીને કહીએ છીએ. એટલા માટે દીન ઇજદ અને મીનો મારેસ્પંદ પણ હમકારો છે.

વલી આ વાત પણ દેખાઈતી છે કે ખુદરતમાં જમીન અને પાણી હમેશાં જોડાયલાં હોય છે; એટલે કે જમીન પાણીને ટકાવી રાખે છે અને પાણી જમીનને ટકાવી ( ફલદ્રુપ ) રાખે છે, અને પાણી ઉપરનો નારી ફરેસ્તો આપણા દીન પ્રમાણે આવાં છે. એટલે કે અસફંનદારમદ અને અને આવાં પણ જોડાયલાં છે.

છેલ્લે આ વાતથી જાહેર છે કે જે દેશમાં જમીનની પાણી વડે ખેતી થતી હોય તથા જ્યાંના જ્યાંના લોકો માંથ્રવાણી ભણનાર દીનદાર હોય છે ત્યાં ખુદરતની બખશેશ-

થી દોલત અને સુખાકારી પણ પછવાડે આવે છે. અને દોલત તથા આબાદી ઉપરનો મુવકેલ નારી ફરેસ્તો અશીશવંઘ છે. એ બાબદ વીશે અવસ્તામાં પણ કહેલું છે:—

"જેની પાસે મજબુત ઢોર અને ખેતીવાડીની જમીન છે તેની સાથે અશીશ (લક્ષમી) મલી ગયલી હોય છે."

(જમયાદ યસ્ત ૮).

વલી અશીશવંઘ યસ્તના બીજા કરદામાં ખુલેખુલું જણાવ્યું છે કે "ઓ અશી! તારી માતા સ્પેન્ટ આર્મઈતિ છે અને તારી બેહેન માઝદીયસ્ન દીન છે."

એ ઉપરથી સાબેત થયું છે કે સ્પેન્ટ આર્મઈતિના હમકારો આવાં, દીન, અશીશ અને મારેસ્પન્દ છે, અને તે નીચલા ફકરામાં પણ જણાવેલું છે:—

"ઘણી દબદબાવાલી અસંફ્નદારમદ પુશકલ જોર રાખો તે કે જે આવાં, દીન, અર્દ અને મારેસ્પંન્દ કે જેઓ તેની સાથે જોડાઇને કામ કરે છે, મેહેનત કરે છે અને સાથે મલીને જોડાઈને કામ કરે છે, મેહેનત કરે છે અને સાથે મલીને બુરીં ખસલતવાલા ઉસ્તવાહુત ( મોતના દેવ ) ને મારે છે."

( આફ્રીને હફ્ત અમશાસ્પંદ ).

વલી અસફ્ંનદારમદ, અર્દ, અને દીન, એઓથી ઉલટી બુરી શકતીઓ આપણને પેહેલવી કેતાબોમાંથી મલી આવે છે. તે શકતીઓ આ પ્રમાણે કહેલી છે:—

સ્પેન્ટ આર્મઇતિ અથવા અસફ્નદારમદની સાંબે 'તરોમઇતી' છે કે જેને નાફરમાની ( disobedience ) તરીકે આપણે સમજીએ છીએ. એ શબ્દનું વર્ણન આ પ્રમાણે છે :-

"જે કોઈ જાણે કે ચોકસ કામ ગુનાહ ભરેલાં છે અને તોપણ તે કરે તો તે બુરી ખાસીયતને તરોમઇતી કરીને કહે છે."

અર્દની સાંમે 'વરેનો' નામની બુરી શકતી છે કે જેને બુરો હવસ (lust) તરીકે આપણે સમજીએ છીએ.

એ શબ્દનું વર્ણન આ પ્રમાણે છે:—

"જે કોઇ જાણે કે ચોકસ કામ સવાબ ભરેલું છે અને તોપણ તે બની આવતાં નહીં કરે તો તેને વરેનઇકી કરી કહે છે."

દીનની સાંમે 'ખુદદુશગીહ' નામની બુરી શકતી છે, કે જેને આપ ગુમાની (Self-conceit) કરીને આપણે કહીએ છીએ. એ શબ્દનું વર્ણન આ પ્રમાણે છે:—

"જે કોઇ કંઈ કામ કરે અને તેને વીશે જાણે નહી કે સવાબી છે કે ગુનાહ ભરેલું છે, અને પાછલથી તેને જાણે તેને ખુદદુશગીહ કરીને કહે છે."

(દાદેસ્તાને દીનીક ૯૪–૭.)

---

## બાબ ૨ જો.

### અસફનદારમદ અમશાસ્પંદને લગતી આ ધરતીપર કઈ જગાઓ છે, અને એની સાંમે અંગ્રમઇન્યુશની કઈ બુરી જગાઓ છે તેનું વર્ણન.

આપણા ધરમનો બારીકીથી અભ્યાસ કીધાથી માલમ પડે છે કે એ ધરમની ફીલસુફી (Philosophy) માં એવું સમાયલું છે કે આખા જગતની અંદર બે ઉલટાં બલો (opposite

forces) હુમેશાં હરીફાઈ કરે છે. એક બલ જે નેક છે તે હોરમઝદ તરફનું છે અને તેની મતલબ એ દીસે છે કે જગતનું રક્ષણ કરવું અને તેની આબાદી કરવી. તેની સાંમે અંગ્રમઈન્યુનું જે બુરૂં બલ છે તેની મતલબ એવી છે કે જગતનો નાશ કરવો અને તેને બુરી હાલતમાં લઇ આવવું. એવોજ નીયમ (principle) આ પૃથ્વી ઉપર જમીનની પેદાએશની બાબતમાં પણ છે; એટલે કે માણસોના સુખને કાજે જેજે જગાઓ ઉતપન કરવામાં આવી છે તેઓની સાંમે ઈજા દેનારી જગયાઓ અંગ્રમઈન્યુએ પેદા કીધી છે.

જ્યારે જરથુસ્તે દાદાર હોરમઝદને પુછ્યું કે દુન્યામાં કઇ જગાઓ ખુશાલી ભરેલી છે, ત્યારે હોરમઝદે જવાબ આપ્યો કેઃ—

(૧). "જે જગાની ઉપર અશો માણસો હાથમાં એસમ, બર્સમ, અને જીવાંમ લઈને પ્યારથી દીનના વચનો બોલે" (એટલે કે આતશ બેહેરાંમો તથા દરગાહો કે જ્યાં અશો માણસો મેહેર ઇજદ અને રામ્ખાસ્ત્રને યાદ કરે).

(૨). "જે જગાની ઉપર અશો માણસો ઘર બાંધે અને તેને આતશથી, ગાય ઢોરોથી, બાયડી છોકરાંથી તથા ચાકર નફરથી ભરપુર કરે તે."

(૩). "જે જમીન ઉપર અનાજ અને ઘાસ ચારો ઘણો ઉગાડવામાં આવે તે."

(૪). "જે જમીન ઉપર પશુઓ અને ઢોરો પુશકલ જનમ પામે તે."

( વંદીદાદ ૩).

એ ઉપરથી એવું માલમ પડે છે કે હોરમઝદને આબાદી

તથા વૃદ્ધી પસંદ આવે છે અને જે એની પેદાએશોને મદદ કરે છે તેનેથી તે ખુશી થાય છે. વલી એ વીષે બુઝોરગમેહેર પણ આ પ્રમાણે કહે છે :—

મવન ઓમીતવારતર? તુખશાક ગબરાએ દેહશને અઈબાર.

અર્થ:—(બેહેશ્તને સારૂં) ઉમીદવાર કોણ છે? પેદાયશને મદદ કરનારો ઉદયોગી માણસ.

(ગંજે શાએગાન ૬૫).

ઉપર કહેલી જગાઓ હોરમજદને લગતી છે, અને તેઓને અસ્ફનદારમદ અમશાસ્પંદને સ્વાધીન કરવામાં આવી છે, અને એઓથી ઉલટી જગાઓ અંગ્રમઈન્યુની નીચે પ્રમાણેની છેઃ--

(૧). પાહાડની સાંકડી જગાઓ કે જ્યાં દેવ દરૂજને લગતાં આદમીઓ ભરાઈ બેસે.

(૨). જ્યાં મુવેલાં માણસો તથા કુતરાઓ દાટવામાં આવ્યા હોય.

(૩). જ્યાં મુરદાંઓને દાટીને કબરો બાંધવામાં આવી હોય.

(૪). જ્યાં ખાડા ખબોચ્યા હોય અને ખરફસતર જનવરો ભરાઈ રહે.

(૫). જ્યાં અશો માણસની બાયડી તથા છોકરાં આડે માર્ગે જાય (જેમ કે વેસ્યાનાં ઘરો).

(૬). જ્યાંથી અશો માણસો વીલાપ તથા દીલગીરીના પોકાર કાઢે.

(એટલે કોઈ ગુજરયું હોય અને ત્યાં અશો લોકો તેને માટે રડે તે).

ઉપલા બે વર્ગની જગાઓની સરખામણી કરતાં તેઓ વચ્ચેનો ફરક તરત માલમ પડી આવે છે. અસફનદારમ-

દની જગાઓ માણસોની અશોઈ તથા ઓલાદ વધારનાર છે, કે જ્યારે અંગ્રમઇન્યુની જગાઓ એવી છે કે જે તદન વેરાન તથા નજીસ હોય, કે જ્યાં માણસોને દુખ દેવા સારૂ ચોરો તથા મુજી જાનવરો ભરાઈ બેસે, અથવા જ્યાં નસા દાટેલા હોય કે જેથી મરકી ફાટી નીકલે અને માણ-સોનો નાશ થાય; અથવા જ્યાં માણસો બદીમાં ડુબે અને તેઓની અશોઇનો નાશ થાય.

---

## બાબ ૩ જો.

**અસફનદારમદ અમશાસપંદને શીયાં કામોથી આપણે ખુશી કરીએ; તથા શાથી તે નાખુશ થાય છે તેની વીગત.**

અસફનદારમદને ખુશી કરવા વીશે તથા તે શાથી નાખુશ થાય છે તેની વીગત ખસુસ કરીને વંદીદાદની ત્રીજી ફરગ-રદમાં જણાવેલી છે.

ખુશી કરવા વીશે :—

( ૧ ). જે માણસ કબરોને જમીનદોસ્ત કરે છે અને મુરદાં બાહાર કાઢે છે તે.

મુરદાંને જમીનમાં દાટવાં, અને ત્યાર પછી તેઓ ઉપર કબરો બાંધવી એ કાંમ હોરમજદની નજરમાં ઘણુંજ ધીક્કાર ભરેલું છે, કારણકે "આ કબરોમાં ગલીચાઈ, તથા બીમારી, તથા તાપ, તથા નાપાકિ, તથા તાહાડયો તાવ, તથા ધ્રુજરી, પુશકલ બાલ તથા હાડકાં સાથે મલીઆથી ઉતપન થાય છે, અને તે ઘોરો દેવોને સાથે મલવાની જગ્યા થઈ પડે છે."

(વંદીદાદ ૭-૫૮).

અને એજ બાબદ વીશે હોરમજદે જરથુસ્તને આ પ્રમાણે ફરમાવ્યું છેઃ—

"અએ સઉથી પવીત્ર જરથુસ્ત! આ દુન્યામાંથી દરેક કબર જમીનદોસ્ત કરી નાખવા સારૂં તારે માણસોને તાકીદ કરવી જોઇએ; અને જે માણસ એમ કરવામાં ( કબરો ઉખેડી નાખવામાં) ફતેહમંદ નીવડે છે તેને અએ જરથુસ્ત! સેતારા તથા ચંદ્રમા તથા સુર્ય આશીર્વાદ દે છે; અને જયારે તે માણસ ફાની દુન્યામાંથી મારી તરફ આવે છે ત્યારે હું કે જે હોરમજદ છું તે આ પ્રમાણે તેને કહું છું:—

'અએ માણસ! તું કે જે નાશકારક દુન્યામાંથી આ હમેશની દુન્યાંમા આવ્યો છે એ પ્રમાણે તને મોહોટાઈ હોજો!'"

( વંદીદાદ ૭-૫૦: ૫૨ ).

અને વલી બહમન અમશાસ્પંદ સોનાના તખ્ત ઉપરથી ઉભા થઇ આ પ્રમાણે બોલે છેઃ—

"અએ અશો રવાન! ફાની દુન્યામાંથી હમેશની દુન્યામાં તું હમારી આગલ ભલે આવ્યું."

(વંદીદાદ ૧૯-૩૧).

વલી શાયસ્ત—લા—શાયસ્ત ૬—૫ માં પણ એમજ કહયું છેઃ—

(૨). જે માણસ અંગ્રમઇન્યુને લગતા ખાડા પુરી નાખે તે.

(૩). જે માણસ જમીનને ખેડે, તથા ફલ ફલાદીનાં આડપાન રોપે તે.

(૪). જે માણસ બીજા અશો માણસને ધંધે રોજગારે લગાડે તે.

(વંદીદાદ ત્રીજી ફરગરદ).

(૫). "અને તેનું (અસફંનદારમદનું) સુખ તે જગામાંથી ઉત્તપન થાય છે કે જ્યારે તેમાં ખેતી તથા વાવણી થાય

છે; અને તે જગા કે જ્યાંથી એ સારા ગુણવાલો છોકરો (Virtuous Son)પેદા થાય છે, અને તે જગા કે જયાંથી ઢોરો અને પશુઓ ઉછેરવામાં આવે છે. "

(શાયસ્ત–લા–શાયસ્ત ૧૫–૨૪).

નાખુશ થવા વીશેઃ–

(૧). જે જમીન ખેડી શકાય એવી હોય તોપણ તે ખેડાયા વગર પડી રહે ત્યારે.

(૨). જે કોઇને બની આવતું હોય તોપણ અશો માણસને ધંધે રોજગારે નહીં લગાડે ત્યારે; અને એવાં માણસ ઉપર " અસફનદારમદ નાખુશ થાય છે અને તેને અંધારાંમાં તથા સંકટમાં તથા દોજખમાં ફેંકી દે છે."

(વંદીદાદ ૩–૩૫).

(૩). જો કોઈ કજોડું કરે ત્યારે.

જેમ કે કોઇ ભલો મરદ અથવા ભલી ઓરત કોઈ બુરી ઓરત અથવા બુરા મરદ સાથે, અથવા કોઈ માજદયસ્ન દેવયસ્ન સાથ, અથવા કોઇ પવીત્ર અપવીત્ર સાથ પરણે તો.

(એનું કારણ એમ દીસે છે કે જો કોઇ ઓરત અને મરદના ખવાસ એક બીજાને મલતા નહીં હોય તો તેઓ વચ્ચે વારંવાર કજીઓ કંકાસ ઊતપન થાય છે, કે જેથી કરીને ખેતીની તથા ધંધો રોજગારની તથા બચ્ચાં છોકરાંની વૃદ્ધિ થતી નથી.)

(૪). જે કોઈ ઉદ્ર નામના પાણીમાં રેહનારા કુતરાને મારી નાખે ત્યારે ખેતીનો નાશ થાય છે; તેથી પણ અસફનદારમદ નાખુશ થાય છે, અને એ વીશે અવસ્તામાં નીચલો ફકરો લખેલો છે. 'ત્યાર પછી તે જગામાંથી ( કે જ્યાં ઉદ્રને મારી

નાખવામાં આવ્યો હોય ત્યાંથી), તથા શેહેરમાંથી પુષકલપણુ, આબાદી, સુખાકારી, તંદરોસ્તી, વૃદ્ધિ તથા અનાજ અને ઘાસ ચારો વધારે દુર જાય છે."

(વંદીદાદ ૧૩-૫૨).

( ૫ ). ચોરો, તથા ઓરતો કે જેઓ પોતાના અશો ભરથાર તરફ બીવફા નીકલે, તેઓ પણ અસંફ્નદારમદને પોતાના કામોથી નાખુશ કરે છે. "અને જયારે (એવાં) ગુનેહગાર માણસો કે જેઓ મોતને લાયક થાય અને આ ધરતી ઉપર ફરે, ત્યારે જેમ એક માતાના પેટમાં મુએલાં બચ્ચાંથી દુખ થાય છે" એટલું દુખ અસફ્નદારમદને પણ ઉતપન થાય છે.

( શાયસ્ત-લા-શાયસ્ત ૧૫-૨૨.૨૩ ).

---

## બાબ ૪ થો.

### અસફ્નદારમદ અમશાસ્પંદની ખાસિયતો ( attributes) શું છે, તથા તેની આરાધના કેમ કરવી જોઈએ અને એથી શું ફાયદા થાય છે તેની વીગત.

અસફંનદારમદ તે નારી અમશાસ્પંદ છે, અને સઘલા અમશાસ્પંદોની જે સાધારણ ખાસીયતો(common attiributes) હોય તે તેની પણ કેહેવાય. તેઓની ખાસિયતો આપણને નીચે પ્રમાણે મલી આવે છે:—

(૧). હુક્ષથ્ર=સારી હકુમતવાલા; ( ૨ ) હુધા=સારૂં ભણનારા; ( ૩ ) યવએજી=હંમેશાં જીવનારા; ( ૪ ) યવ એસુ=હમેશાં ફાયદો કરનારા; વંઘેઉશ મનંઘો=સારાંઓના મનમાં રેહેનારા; ( ૬ ) ક્ષએત=ચલકાતવાલા; (૭) વેરેઝી દોઇથ્ર=તીક્ષણ નજરવાલા; (૮) બેરેઝત=બુલંદ દરજેના; (૯)

અઈર્યામ=મદદે પોહોંચનારા; (૧૦) તખ્મ=જોરાવર; (૧૧) આહુઈર્યે=હોરમજદના તરીકાવાલા; (૧૨) અશવન=અશો.

( ઇજશ્ને ૨૪-૯; ૨૬-૩ ).

અને બીજા પાંચ અમશાસ્પંદોની માફક તે પણ હોરમજદને હાથેજ પેદા થયલી હોવી જોઇએ. એ વીશે હોરમજદ પોતે કહે છે.

ઇધ અસ્તી સ્પેન્ટ આર્મઇતિશ મન દામ ઝરથુસ્ત્ર.

અર્થ:—અહિઆં ( આ દુન્યામાં ) અસફન્દારમદ મારી પેદાયશ છે.

( હોરમજદ યસ્ત ).

હવે અસફન્દારમદની કેમ આરાધના કરવી જોઇએ તે વીશે ખાસ લખ્યું નથી, પણ સઘલા અમશાસ્પંદોની જેમ આરાધના થવી જોઈએ તેમ એની પણ હોવી જોઈએ. એ વીશેનો ફકરો આપણને ઇજસ્નેના ૪ થા હાની શરૂઆતમાંથી મલી આવે છે. તે ફકરાનો અર્થ આ પ્રમાણે થાય છે:—

" આ નેક વીચારો, નેક સખુનો, નેક કામો, આ હોમ, મ્યઝદ, જોર, અશોઇથી પાંથરેલી બરસમ, આ પવીત્રાઈ, વખતસરની બંદગી....હોરમજદની, અમશાસ્પંદોની, સરોશની અને આતશની આરાધના કરવાને માટે, ખુબીઓ ગાવાને માટે, ખુશનુદ કરવાને માટે તથા વખાણ કરવાને માટે હમો અર્પણ કરીએ છીએ."

ઉપલા ફકરા ઉપરથી આપણને માલમ પડે છે કે જો અમશાસ્પંદોની આરાધના કરવા માગતા હોઇએ તો આપણને ( ૧ ) નેકી અખત્યાર કરવી; ( ૨ ) તેઓના નામની ઇજશ્ને કરાવવી; ( ૩ ) તેઓની ખશનુમને આફ્રીનગાન

ભણાવવું; ( ૪ ) તેઓના નામની બંદગી ( હફ્ત અમશાસપંદ યશ્ત તથા ગાથા ) કરવી.

વલી સરોશ યસ્ત વડીમાં આપણને જણાવ્યું છે કે સરોશ ઈજદે પણ તેઓની આરાધના કરવાને માટે બરસમની ૩, ૫, ૭, ૯ ડાંખલીઓ પાંથરી, તથા સ્પેંન્તમાંન જરથુસ્તના ૫ ગાથાઓ પુર શરેહ સાથ ગાઈને ભણ્યો.

( ઈજસ્ને ૫૭ ૧, ૨, ૩ ).

વલી અસફ્નદારમદની ખશનુમને ભણાવતી વખતે ખસુસ કરીને કસતુરીનું ફુલ ( Musk flower ) મુકવું; કારણ કે જેમ ચંપેલીનું ફુલ બહમનને લાગુ પડતું છે, સબજો શેહરેવરને માટે છે અને બીજાં જુદાં જુદાં ફુલો જુદા જુદા ઈજદોને માટે છે તેમ કસતુરીનું ફુલ અસફ્નદારમદને માટે છે.

( બુનદેહેશ ૨૭-૨૪ ).

વલી ઇજશ્ને કરાવતી વખતે ગોશેદો તરીકે જેમ જીભ અને ડાબું જડબું હોમ ઇજદને માટે દરૂન ઉપર મુકવામાં આવેછે ( ઈજસ્ને ૧૧-૪ ), ગરદન અરદીબેહેશ્તને માટે છે, ઈત્યાદી; તેમ અસફ્નદારમદને માટે પેટ ( belly ) છે.

(શાયસ્ત-ला-શાયસ્ત ૧૧-૪).

વલી જ્યારે ગાથા ભણીએ ત્યારે જેમ 'અહુયા યાસા' નું પ્રકરણ ( ઇજશ્ને ૨૮ ) હોરમજદને માટેનું છે; 'ખસમય્યા' નું પ્રકરણ (ઇજશ્ને ૨૯) બહમનને માટેનું છે, ઇત્યાદી; તેમજ 'અખ્યાચા ખએતુશ' નું પ્રકરણ ( ઈજશ્ને ૩૨ ) સ્પેંન્ટ આર્મઇતિને લગતું છે, તેથી તે ખાસ ભણવું.

(શાયસ્ત-ला-શાયસ્ત ૧૩-૧૪ ).

(૫). પણ અસફ્નદારમદની ખુશી આપણી પર ઉતારવા માગતાં હોઇએ તો તેની માનીતી પેદાએશોનું રક્ષણ કરવું; અને એ પેદાયશો જમીન તથા અશો ઓરત છે.

"જેઓ કોઈ અસફ્નદારમદને ખુશી કરવા માગતો હોય તો તેણે અસફ્નદારમદની ચીજોને વધારવી જોઇએ; અને જો તે એમ ઈચ્છે કે અસફ્નદારમદ સાથે તેને દોસ્તી રહે તો દરેક જગ્યાએ અને વખતે ધરતીને અને પવીત્ર ઓરતને ખુશી કરવી જોઇએ અને તેઓના સુખને લગતાં કામો કરવાં જોઈએ" ( એટલે કે જમીનની ખેતી કરવી તથા પવીત્ર ઓરતોને દુખ ન દેવું તથા તેઓને ફાયદા થતા હોય એવાં કામો કરી આપવાં).

( શાયસ્ત-લા-શાયસ્ત ૧૫-૨૦ ).

અને આદરબાદ પણ નીચે પ્રમાણે કહે છેઃ—

પવન મનદવમી ઇહાન વ અમહુસપંદાન તુખશાક વ જાન અવસ્પાર યેહવુન્યા.

અર્થ:—ખુદાતાલા અને અમશાસ્પંદોની ચીજો ઉપર ઉલટમંદ તથા જાનફેશાન કરનારો રેહેજે.

(આદરબાદ પંદનામું ૧૩).

અસફ્નદારમદની આરાધના કેમ કરવી તે આપણે જોઈ ગયા. હવે એની આરાધના કીધાથી શું ફાયદા થાય છે તે આપણે જોઈએ.

(૧). આપણે બેહેશ્તની કીર્તિ મેલવીએ છીએ.

"હોરમજદે જરથુસ્તને આ પ્રમાણે કહયું:—

મારી મરજી અને ખુશી આ છે કે જેમ મેં તને કહયું છે તેમ સાતો અમશાસ્પંદોની આરાધના થાય, અને તું પણ તેમજ કરવાને માણસોને જાહેર કરજે કે જેથી કરીને તેઓ પાપ નહીં કરે, અને બુરાં નહીં થાય, અને બેહેશ્તમાં હોરમજદની કીર્તિ તેઓ ભોગવે."

( શાયસ્ત-લા-શાયસ્ત. ૧૫-૧૩ ).

(૨). આપણુને આ દુન્યામાં હીંમત, કીર્તિ, તનદરોસ્તી, ફતેહ ઈત્યાદી હાસલ થાય છે.

"જરથુસ્તે હોરમજદને પુછ્યું કે માંથ્ર સ્પેંન્ટનો કીયો ભાગ ઘણો હીમત આપનાર, ફતેહ આપનાર, ઘણીજ કીર્તિ આપનાર, ઘણોજ અસરકારક, તથા તનદરોસ્તી આપનાર છે?

ત્યારે હોરમજદે જવાબ આપ્યો કે હમો કે જેઓ **અમશાસ્પંદો** છૈએ તેઓનાં નામ." (જુવો હોરમજદ યશ્ત).

હવે અસફન્દારમદબી એક અમશાસ્પંદ છે તેથી તેનું નામ લીધાથી (એટલે બંદગી કીધાથી) ઉપલા ફાયદા થાય છે.

(૩). આપણી ઉપર દુખ નથી આવી પડતું.

હોરમજદ જરથુસ્તને આ પ્રમાણે કહે છેઃ—

મા દાસોઇશ અઓમ નરેમ દાઇતીમ યોના યઝાઇતે અહમ યાં અમેશે સ્પેન્તે.

અર્થઃ—તે દીનદાર માણસ કે જે હમો કે જેઓ અમશાસ્પંદો છૈએ તેને પુજે છે તેને તું દુખ ના પોહોંચાડતો.

(હોરમજદ યસ્ત).

**સમાપ્ત.**